# ચતુરસુંદર

## ગુર્જર

# ગરબાવળી.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં પટેલ હરિભાઇ

દલપતરામે પોતાના "ચન્દ્રોદય" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૪

કીમત રૂ. ૦-૧૨-૦

# ચતુરસુંદર
## ગુર્જર
# ગરબાવળી.

( ઘણાજ સુધારા વધારા સાથે )

સંપાદક.

નાનાલાલ દલપતરામ પટેલ.

શાહપુર—અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧ સને ૧૯૨૪

કીંમત રૂ. ૦-૧૨-૦

# બે બોલ.

આજકાલ ગુજરાતી સાહિત્યમાં કાવ્યનો શોખ વધી પડયો છે. તેની સાથે કાવ્ય લખનારાઓ પણ વધી પડયા છે. મારી મચડીને ગમે તેમ શબ્દોનો ભંડોળ એકઠો કરીને પાંચ પચીસ લીટીઓની કવિતા ઉભી કરે છે; પછી ભલે તેમાં ભાવ હોય કે ન હોય, જોડણી શુદ્ધ હોય કે અશુદ્ધ તેની પરવા કરતાજ નથી.

જુના કવિઓનાં કાવ્યો વાંચતાં જે રસ ઝરે છે અને તેની ઝડઝમકથી જે રમઝટ જામે છે તેવી હાલની કૃત્રિમ કૃતિઓમાં આવી શકતીજ નથી કેટલાંક જુનાં કાવ્યો પણ દિવસે દિવસે શુદ્ધ થવાને બદલે એટલાં બધાં અશુદ્ધ થઇ ગયાં છે કે કેટલીક વાર તે વાંચતાં તેનો ભાવ પણ સમજી શકાતો નથી; અને અસલ કવિતાઓની ભાવનાઓ ધૂળ મળી જાય છે.

ગુજરાતી સ્ત્રી સાહિત્યમાં ઘણી જાતની ગરબાવળી તેમજ ગરબા સંગ્રહ બહાર પડયાં છે; તેમાં પણ ફક્ત આંગળીના ટેરવે ગણી શકાય તે સિવાયનાં ઘણાંખરાં અશુદ્ધજ થઇ ગયેલાં છે. તે પ્રમાણે ચતુર સુંદર સ્ત્રી વિલાસ નામનો નાનકડો સ્ત્રી ગરબા સંગ્રહ ઘણાં વરસોથી બહાર પડયાં કરે છે પણ તેની અશુદ્ધ ભાષા જોઇને મને તેમાં કાંઇક

ભાષા શુદ્ધી અને રહી ગયેલી ટુંકો મેળવી ને છપાવવાનું મન થયું. મારી શક્તિ અનુસાર મેં તેમાં જેમ બને તેમ મૂળ લેખકનો ભાવ શુદ્ધ જળવાઇ રહે તે પ્રમાણે કંઇક કંઇક સુધારો કર્યો છે અને બને તેટલાં કર્યા છે. કેટલાક જુના તેમજ નવા કવિઓનાં આ ઉપયોગી કાવ્યો ઉમેરવામાં પણ આવ્યાં છે.

નવરાત્રીના દિવસોમાં સાંભળેલા ગરબાઓ ઉતારીને પ્રસિદ્ધ કર્યાં છે. લગ્નગીતો પણ જેમ બને તેમ સુધારવામાં આવ્યાં છે અને તેમાંનો ઘણોખરો ભાગ તો નાગર સ્ત્રી સમાજ કે અન્ય સુધરેલા સ્ત્રી સમાજમાં ગવાતોજ છે. આ સંગ્રહ વાંચતાં બાકી રહેલા કંઇ બીજા ગરબા, લગ્નગીત વગેરે વાંચક વર્ગના જાણવામાં હોય અને અપ્રસિદ્ધ હોય, તો તે પ્રસિદ્ધ કર્તાને લખી મોકલવા વિનંતી છે, જેથી બીજી આવૃત્તિમાં તે દાખલ કરવામાં આવશે.

છેવટે મારા પરમ સ્નેહી મુરબ્બી સાક્ષર શ્રી મણિલાલ છબ્બારામ ભટ્ટે આ સંગ્રહને શુદ્ધ કરવાને તેમજ નવા ગરબા અને લગ્નગીતો એકઠાં કરી આપવામાં જે મદદ અને શ્રમ લીધો છે તેને માટે હું તેમનો આભારી છું. અન્ય લેખકોની જે જે કૃતિઓ આમાં લીધી છે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

સંપાદક.

# અનુક્રમણિકા.

## ગરબા.

| ગીત. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

| ગીત. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૬૩ | સીતાજીની કાંચળી | ૧૪૯ |
| ૬૪ | ધુતારી ઘુમટાવાળી રે | ૧૫૬ |
| ૬૫ | આજની ઘડી રે રળીયામણી | ૧૫૭ |
| ૬૬ | હરિ દાણ માગે રે દાણ માગે | ૧૫૮ |
| ૬૭ | ગોવાળીયાનાં હારિયાં | ૧૫૮ |
| ૬૮ | જાઓ નંદના ગોવળીયા | ૧૫૯ |
| ૬૯ | ઉભી રહે આહેરડી | ૧૬૦ |
| ૭૦ | ઓરો આવરે આહીરડા | ૧૬૦ |
| ૭૧ | છબીલા નંદના રે | ૧૬૧ |
| ૭૨ | વ્રખભાન કેરી બેટી | ૧૬૧ |
| ૭૩ | ગર્વ વિષે | ૧૬૨ |
| ૭૪ | હિતશિક્ષા | ૧૬૨ |
| ૭૫ | આવોને અલબેલા મારે આંગણે | ૧૬૫ |
| ૭૬ | ઉદ્ધવજી માધવને કહેજો એટલું | ૧૬૬ |
| ૭૭ | ચાંદલિયા ચાલીશ માં અતિ ઉતાવળો | ૧૬૭ |
| ૭૮ | શિખ સાસુજી દે છે રે | ૧૬૮ |
| ૭૯ | એવાં વચન સુણીને રે | ૧૬૯ |
| ૮૦ | ઉગ્યો ઉગ્યો શરદપૂનમનો ચંદ જો | ૧૭૦ |
| ૮૧ | નીચી પડીને નમસ્કાર કરૂં છું | ૧૭૧ |
| ૮૨ | વનમાં હિંચોળા બંધાવો | ૧૭૧ |
| ૮૩ | સોના રૂપાની મારી દવારકાં રે | ૧૭૨ |
| ૮૪ | મીસરી | ૧૭૩ |
| ૮૫ | સાસુએ કોઠી ઢાંકણી | ૧૭૪ |
| ૮૬ | સુંદરીઓની ગરબીઓ | ૧૭૫ |

## વૈવાહિક મંગળગીત.

# ચતુર સુંદર
# ગુર્જર ગરબાવળી.

## સાત વાર.

૧

રવિવારે આનંદ સૈયર કહું છુંરે,
મારે ગિરિધરશુ ઘરવાસ વ્રજમાં રહું છુંરે.
સોમે પામ્યાં સુખ શિવજી ફળીઆરે,
આ નંદગોપનો લાલ મુજને મળીઆરે.
મંગળવારે મુજને હેત હરિશુ લાગ્યુંરે,
આ નયનકમળનું બાણ હૈયે વાગ્યુંરે.
આ બુધ આવ્યો ગઇ શુદ્ધ જોવા જઇએરે,
બેસી કુંજે કરીએ ગુંજ વહાલાં થઇએરે.
સખિ દેવગુરુને વાર, સુખ છે સહુનેરે,
મને અતિ ઘણો આનંદ રાધા વહુનેરે.
શુકરના સૈયર બોલ સહુને ગમતારે,
આ લેતાં તાળી હાથ રજની રમતારે.
સખિ શનિશ્વરે સંદેશ હરિને કહાવ્યોરે,
રૂડી શરદપુનમની રાત રમવા આવોરે.
આ સાત વાર જે ગાય, નર ને નારીરે,
તેનો વૈકુંઠ થાયે વાસ દેવ મોરારીરે.

## આઠ વાર.

૨

આદિત્યે અકળ કળા તારી, જાઉંરે હું તો વદનકમળ વારી;
દાસી હું તો ત્રિકમજી તારી, આવોને ઘેર જસોમતીના જાયા;
મને તારી લાગી છે માયા. આવોને. ટેક. ૧
સોમે તમે શોભો સોહાગી, મને તારી મોહન લ્હે લાગી;
કટારી કાળજડે વાગી. આવોને. ૨
મંગળે મદન પીડે મરીએ, ધીરજ અમે કયી પેરે ધરીએ;
એકલડાં રોઇ રોઇને મરીએ. આવોને. ૩
બુધે પ્રભુ બુદ્ધિથી વિચારો, દુખડું અમ દીલ વિષે ધારો;
હરિ હઠ આવો નહિ સારો. આવોને. ૪
ગુરૂવારે ગાઉં ગુણો તારા, અવગુણ મન લેતા ન અમારા;
આંખે વ્હે છે આંસુની ધારા. આવોને. ૫
શુકરે કહે શું કરીએ હેલી, નમેરા નાથ ગયા મેલી;
હવે થાય કોણ કહો બેલી. આવોને. ૬
શનિવારે શામળીયો આવ્યા, ભરી થાળ મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર કહાવ્યા. આવોને. ૭
સાતે વાર સમજી જે ગાશે, તેનાં દુખ દળદર સૌ જાશે;
સંતો કહે સુખ સંપત થાશે. આવોને. ૮

---

## શિખામણના વાર.

૩

(રઘુપતી રામ હદેમાં રહેજો)

સખી સાત વારનાં નામ લીજેરે નીતિ સુધરે તેવું બેનિ કીજે,
સખી સાત વારનાં નામ લીજેરે—ટેક.

રવિવાર સૌ રૂડો ગણે છેરે, ભાવે સ્તવન પ્રભુનાં ભણે છેરે,
પ્રભુ રીઝે તો પાપ હણે છે; સખી૦ ૧
સોમવારે તો સમજણ લઇએરે, ભલું ભણતર ભણવાને જઇએરે,
વાંચી અર્થ વિચારી લઇએ; સખી૦ ૨
વાર મંગળ મંગળકારીરે, ભણે નહિ તે નાનકડી નઠારીરે,
બહુ વ્હેમમાં બૂડે બિચારી; સખી૦ ૩
બુધવારે તો બુદ્ધિ મળે છેરે, ભણવાથી તો ભમણા ટળે છેરે,
બુદ્ધિ વગરનાં દેખી બળે છે; સખી૦ ૪
ગુરૂવારે ગુરૂ જ્ઞાન આપેરે, સર્વે મનતણા સંશય કાપેરે,
જ્ઞાન પામીએ ગુરૂને પ્રતાપે; સખી૦ ૫
શુક્રવારે શીખો સત્ય વાણીરે, જુઠું કદીએ ન બોલીએ જાણીરે,
જુઠું બોલે તે તો પાપી પ્રાણી; સખી૦ ૬
શનિવારે શરીર શોભાવોરે, શીખી સદ્‌ગુણ લાયકી લાવોરે.
રૂડો અવસર આવ્યો છે આવો; સખી૦ ૭
સાતે વાર કહ્યા છે તે સારારે, નથી તેમાં કોઇ નઠારારે,
જશે નરકે નિંદા કરનારા; સખી૦ ૮
શિખામણ દીધી સમજુને કામેરે, સ્થિર થઇને સુણો શુભ ઠામેરે,
દીધી દિલ થકી દલપતરામે; સખી૦ ૯



# તિથિઓ.

૧

પડવાની પતિ પ્રીત ગતિમતિ ભુલીરે,
મારા હરિ વિના એક વાત, સરવે સુનીરે. ૧
બીજે તે બાળે વેષ રહી છું બાળીરે,
આ ઘરમાં પ્રથમ રહેવાસ, વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રિભુવનરાય કંઈક વિચારશેરે,
હરિ આવીને આપણે ઘેર, હેત વધારશેરે. ૩
ચોથે તે ચંચળ નાર ચમકતી ચાલેરે,
એવો વૃંદાવનનો વૈદ, દુખડાં ટાળેરે. ૪
પાંચમનાં પડઘેપોસ હરિ શું રાખ્યા રે,
પ્રભુ હવે ન વિસર્યા જાય, રતિરસ ચાખ્યારે. ૫
છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
મારી પૈલા ભવની પ્રીત, આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરિ શું અમનેરે,
ક્યાં જઈને કહીએ વાત, લાજ ન તમનેરે. ૭
આઠમે ઓચ્છવ થાય આનંદની હેલીરે,
અમે શામળિયાશું રાસ રમવા ઘેલીરે. ૮
નોમે નમેરા નાથ નગણા ન થઈયેરે,
મુકી ગોકુળિયું ના નાથ, મથુરાં જઈએરે. ૯
આ દશમે દિનરાત [illegible],
ઘેર નાવલિયો રીસાય, આવી તમ કાજેરે. ૧૦
આ એકાદશીનાં વ્રત છતાં થઇ કરવાંરે,
બાનાં છોગાળાનાં ધ્યાન, હૃદયે ધરવાંરે. ૧૧

આ બારસે બુલવીર કેમનું દેજોરે,
મને શામળિયા ભગવાન, સંમુખ રહેજોરે. ૧૨
તેરસના તો તંત અમારા તુટયારે,
આ હરિ હરિ કરતાં હોઠ, અમારા સુકયારે. ૧૩
ચઉદશે શું આખાચોર કોણે બહાયારે,
ઘેર રાધા સરખી નાર, શું રીસાયારે. ૧૪
પુનમે પંદર તિથિ પુરી થઇ કહાવેરે,
મુને સેજડીએ ના શાંત નિંદ્રા આવેરે. ૧૫

૨

હરી હઠ મેલને રાધે, મોરી સંગ બોલને રાધે;
અબોલા તોડને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે. ટેક.
પડવે મોરી સાહેલડી, પિઉ વાડીએ જાય;
પિઉજી લાવે દાડમ, ગોરી છોલેને પિઉજી ખાય. હરિ. ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ;
દાડમ જેવે દંતડે, ગોરી આ શો માંડ્યો ફંદ. હરિ. ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર;
આશું ભુલી સુંદરી ભુલી કંકુ ને કાજળ સાર. હરિ. ૩
ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળેવેશ;
ભરજોબનમાં એકલી, કાનો પિઉ ગયો પરદેશ. હરિ. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી, મારૂં જોબન જાય ભરપુર. હરિ. ૫
છઠ્ઠે મોરી સાહેલડી, છઠ્ઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું હારોહાર. હરિ. ૬
સાતમે મોરી સાહેલડી, સાથેજ કીધો સ્નેહ;

ઓઆસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ. હરિ. ૭
આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું મોડામોડ. હરિ. ૮
નોમે મોરો સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર;
દીપક લેઇ મેડે ચડું, મારે નયણે વછુટ્યાં નીર. હરિ. ૯
દશમે મોરી સાહેલડી, દશરા પૂજવા જાય;
પૂજ્યા તે સૌ પામિયાં, રૂડા રાયજાદા ભરથાર. હરિ. ૧૦
અગિયારસ મોરી સાહેલડી, મેં કીધી ભલીભાત;
પરોઢીએ ઉઠી પારણાં કરૂં, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત. હરિ. ૧૧
બારસે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા, એ તો કદીએ ન છુટે બંધ. હરિ. ૧૨
તેરસે મોરી સાહેલડી, વાદળ વાપ્યો રંગ;
ઓસડની મુળી એક છે, મને ડસિયો કૃષ્ણ ભોરંગ. હરિ. ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, પણ પડિયા તે બારેવાટ. હરિ. ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું હરિ આવશે, હવે પણ હું થઈ છું નિરાશ. હરિ. ૧૫

૩

( સખિ પડવે આવી પકડો મારી બાંયરે, છોગાળા )

પડવે પ્રીતમ વ્રજ તજી કેમ ચાલ્યારે, ગીરધારી,
માનિતી કુબજાને મોહોલે માહાલ્યારે, હો ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટડી જોતીરે, ગીરધારી,
કોઇ મળે તો મથુરાં વાટ પુછી લેતીરે, હો ગીરધારી. ૨
ત્રીજે ત્રીકમ તન મારાં પરજળતાંરે, ગીરધારી,
ગોકુળીઆમાં ઘેલાં ઘેલાં ફરતાંરે, હો ગીરધારી. ૩

ચોથે ચતુર્ભુજ શરણે રાખોરે, ગીરધારી,
હરિ સુખ દુખ કેરી વાત અમશુ ભાખોરે, હો ગીરધારી. ૪
પાંચમે પુરૂષોતમ કેમ વિસારીરે, ગીરધારી,
પ્રીત કરી કેમ મુકી વ્રજની નારીરે, હો ગીરધારી. ૫
છઠ્ઠીને દિન છોગાળો જો આવેરે, ગીરધારી,
વાંસલડીના શબ્દે વન બોલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વિણુ નથી ગમતુંરે, ગીરધારી,
રહે મનડું મારૂં ગિરિધર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે, ગીરધારી,
ક્યો દાસીને સંગાથ ગરૂડાગામીરે, હો ગીરધારી. ૮
નોમે નાતમ ખેલ કરે વ્રજવાસીરે, ગીરધારી,
નવ ગોકે ગોવિંદ વિણુ રહું ઉદાસીરે, હો ગીરધારી. ૯
દશરાને દિન સરવ સજે શણુગારરે, ગીરધારી,
પણુ હરિ વિણુ લાગે આગ તણા અંગારરે, હો ગીરીધારી. ૧૦
એકાદશીનો ઓચ્છવ તે નવ ગમતોરે, ગીરધારી;
મને વિરહાગ્રી રહે છે દમતોરે, હો ગીરધારી. ૧૧
બારસે બહુ વિધથી ખેલે બાળારે, ગીરધારી,
શા કારણે મુકી ગયા મને ગોવાળારે, હો ગીરધારી. ૧૨
તેરસે આ મનડું ફટકી જાયરે, ગીરધારી,
મોહન વિના તો મંદિર ખાવા ધાયરે, હો ગીરધારી. ૧૩
ચૌદશે ચિતમાં ગઇ છું ચુકીરે, ગીરધારી,
માત પિતાની લજ્જા મેં તો મુકીરે, હો ગીરધારી. ૧૪
પુનમે દિન પુરણુ પ્રગટે ચંદરે, ગીરધારી,
પણુ શામળિયા વિણુ કરૂં અતિ આક્રંદરે, હો ગીરધારી. ૧૫

આ પંદર તિથિ હરિ વિયોગ દુઃખની ગાશેરે, ગીરધારી;
ગોવરધનનો સ્વામી પરસન્ન થાશેરે, હો ગીરધારી. ૧૬

---

## રામ વનગમન.

૪

સખી પડવે તે પક્ષ આલ્યારે, મહાવન કેરા મારગ ઝાલ્યારે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બિરાજેરે, એવાં નદીઓ તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, દશ ફળ મંગાવે છે દહાડીરે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડિયો મ્હેકેરે, ફાલ્યો ફુલ્યો તે મોગરો લ્હેકેરે;
એવી લીલી લતાઓ લ્હેકે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે;
મુખે રામ ભણંતો ભાળ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૫
સખી છઠ્ઠે છેતરવાને આવ્યોરે, કુડા કપટી રાવણ સાથે લાવ્યોરે;
બે મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરિ સમર્યારે, વાડી ભેળી ઉડાડયા છે ભમરારે;
દુઃખ સહીને ઉઠ્યાં છે ઠમરા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, મનુષ ધારીને મરગલો મારીરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઇ વાગ્યો બે મરગ શરીરરે;
ધાજો ધાજો હો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, બેલી વીરો બોલાવે છે તમનેરે;

આઠી આણુ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૦
સખી એકાદશી ઉપવાસીરે, લંપટ લેવાને આમ તપાસીરે;
રાવણુ સીતાને લઇ ગયો નાસી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળિયોરે, ઠેકી સમુદ્ર પાર ઉતરિયોરે;
જઇ જોગમાયાને મળિયો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૨
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાય લંકા ને ગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખી ચૌદશે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણુ નાંખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૫
સખી પંદર તિથિ થઇ પુરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૬

---

૫

પુનમે અમને પુરણુ દરશન દેજોરે, છોગાળા,
દયા કરી મારી દેહડીનાં દુખ લેજોરે. મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંહ્યરે, છોગાળા,
કાંઇ સદગુરૂની રાખે શીતળ છાંયરે. મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુદ્ધિ કાપોરે, છોગાળા,
દયા કરીને શીતળ સુખડાં આપોરે. મોરલીવાળા. ૩
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે, છોગાળા,
શ્રીમુખ વાણી મુજને લાગી મીઠીરે. મોરલીવાળા. ૪
ચોથે ચતુરાને ગયા શું ચુકીરે, છોગાળા,
કાંઇ લેહ લાગ્યે મેં લાજ સરવની મુકીરે. મોરલીવાળા. ૫

પાંચમે પુરણાવરતી કહેવાયરે, છોગાળા,
મુજથી હરિ વિના ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા. ૬
છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશેરે, છોગાળા,
મુજ પતિવ્રતાનાં કાગ્જ કરવાં પડશેરે. મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા,
આ મોરલીને શબ્દે, હિંડું છું માતીરે. મોરલીવાળા. ૮
આઠમે અવતરિયા અંતરજામીરે, છોગાળા,
જાદવકુળમાં જન્મ્યા બહુ નામીરે. મોરલીવાળા. ૯
નોમે કરવા નરપતિનાં કામરે, છોગાળા,
મુજ મંગળકારી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા. ૧૦
દશમે દાવાનળ મુખ કાપ્યોરે, છોગાળા,
મામો કંસ મારીને રણથંભ રોપ્યોરે. મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા,
પ્રભુ અંતરજામી આપ અમશુ બોલોરે. મોરલીવાળા. ૧૨
બારસે વૃંદાવન રસ્તો ઝાલોરે, છોગાળા,
મુજ તલસંતો આ જીવ મેલો શું વિલોરે. મોરલીવાળા. ૧૩
તેરસે ચરણકમળમાં ચિત લાગ્યુંરે, છોગાળા,
કંઇ જન્મોજન્મની ભક્તિ તમારી માગુંરે. મોરલીવાળા. ૧૪
ચૌદશે ચરણકમળની દાસીરે, છોગાળા,
તજી અડધી રાતે ગયા મથુરાં નાસીરે. મોરલીવાળા. ૧૫
અમાસે પ્રભુ ધરણીધર કહેવાયરે, છોગાળા,
કાંઇ નરસીમેહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા. ૧૬



## કૃષ્ણ વિજોગ.

૬

પડવે પાતળિયા ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ.
બીજે બાળક એહું બાહાર કે, મેં સમજાવિયુંરે લોલ.
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોતીડે વધાવીએરે લોલ.
ચોથે ચંચળ મનની નાર, મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રાણ કે, મારે ઘેર આવજોરે લોલ.
છઠ્ઠે છોગાળા ભગવાન કે ભક્તને તારજોરે લોલ.
સાતમે સાદ કરે સૌ નાર કે, ગોકુળ ગામનીરે લોલ.
આઠમે અવતરિયા ભગવાન કે, નિરખું નાથનેરે લોલ.
નોમે નગણા થાવ ન નાથ, ચઢાવી પ્રેમનેરે લોલ.
દશમે મારી મામો કંસ કે, વ્રજમાં આવજોરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ.
બારસે બહુ બળિયા ભગવાન કે, દશોદિશ વ્યાપિયારે લોલ.
તેરસે ધન ધોઇ જોતી વાટ કે, વ્હાલા આપનીરે લોલ.
ચાદશે બંસીવટને ચોક કે, રાસ રમાડજોરે લોલ.
પુનમે પંદર તિથિ થઇ પૂર્ણ કે, ગુણ ગાઇ રહીરે લોલ.

## કૃષ્ણ ગુણગાન.

૭

"સખી પડવેના પડીઆ પંથ, નાથજી નાવ્યારે.—એ રાગ."
સખી પડવે તે પહેલો દિન, અંતરે આણોરે;
બધું ઇશ્વરને આધીન, જગત આ જાણોરે ૧
સખી બીજે બીજી વાત, સાંભળો શાણીરે;

જે આ ઉપજાવી જીવ જાત, પ્રભુએ પ્રાણીરે.
સખી ત્રીજે તું કરજે તોલ, તેનો તપાસીરે,
કેવો બળિયો તે સાચું બોલ, એ અવિનાશીરે ? ૩
સખી ચોથે ચિત્ત વિચાર, તું કર તેનોરે,
કેવો મહિમા અપરંપાર, અકળિત એનોરે ? ૪
સખી પાંચમે પ્રભુનો પાડ, માનજે મનમાંરે,
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ, વિધવિધ વનમાંરે. ૫
સખી છટ્ઠે છોડરવાદ, છેકજ છાંડોરે,
પ્રભુના ગુણ આણી યાદ, મનમાં માંડોરે. ૬
સખી સાતમે સાચો સ્નેહ, પ્રભુપદ રાખોરે,
જેણે દીધો અમુલખ દેહ, ભલપણ ભાખોરે. ૭
સખી આઠમે કહું છું આમ, સાંભળો સાચું રે,
ધન, માલ, ધરા ને ધામ, કામ છે કાચું રે. ૮
સખી નોમે થવાનું નાશ, જગત આ જાણોરે,
એક ઇશ્વરનો વિશ્વાસ, અંતરે આણો રે. ૯
સખી દશમે દેશ વિદેશ, જન સૌ જે છે રે,
સગાં સર્વે સંબંધી વિશેષ, આપણાં એ છે રે. ૧૦
સખી અગિયારસે તો એમ, સમજીને સંપોરે,
કોઇનો દ્વેષ કરીએ કેમ ? ઉપજે અજંપોરે. ૧૧
સખી બારસે જે જે બોલ, બોલીએ બાઇરે,
તેનો પ્રથમ તપાસીએ તોલ, તેમાં ભલાઇ રે. ૧૨
સખી તેરસે તેનો તપાસ, કેમ ન કરીએરે ?
આપ્યો ઇશ્વરે બુદ્ધિ ઉજાસ, સાર સંઘરીએરે. ૧૩
સખી ચૌદશે ચતુરા ચિત્ત, ચેતી વિચારજોરે,
જેમાં હોય તમારું હિત, કામ તે કરજોરે. ૧૪

સખી પુનમે પુણ્ય ને પાપ, આંઠે ગણજોરે,
ઉર એમ સમજજો આપ, તો સુખ થાશેરે. ૧૫
આવે અંધારિયામાં અમાસ, માસને અંતેરે,
કવિ દલપત પ્રભુનો દાસ, વિનવે ખંતેરે. ૧૬

---

## રણછોડજીની તિથિઓ.

૮

સખી પડવે પુરણ પ્રહ્મ, જે કોઇ જાણેરે;
રૂડો રણછોડજીનો ધર્મ વેદ વખાણેરે.
સખી બીજે બોડાણોજી બોલ કહે છે એવોરે;
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવોરે.
સખી ત્રીજે તુલસીનાં વન, પ્રભુને પ્યારાંરે;
હાથમાં વાવે હરિના જન, શોભે સારાંરે.
સખી ચોથે ચાલ્યા જાય વસમી વાટેરે;
રૂદીયામાં રણછોડરાય ભજવા માટેરે.
સખી પાંચમે પળીયા પંથ તડકા તનમાંરે;
સેવા કરે હરિના જન મારા મનમાંરે.
સખી છઠ્ઠે છાપાં અંગ ધણીનાં ધરીયાંરે;
રાખે રૂદીયા સાથે રંગ જગત બધું તરીયાંરે.
સખી સાતમે સુંદર શ્યામ મોહન મળીઆરે;
હું તો આવીશ તમારે ગામ ફેરા ફળીઆરે.
સખી આઠમે જોડી વહેલ બળવંત બેઠારે;
પુરવ દેશમાં કરી મહેર પંથમાં પેઠારે.
સખી નોમે નવમા જોડ આણી રાખેરે;
સેવક સુતા સાંગીમાંય હરિ રથ હાંકેરે.

સખી દશમે આવ્યા ઠાકોર, રસીયારે;
તે ઠેકાણે ડાકોર વ્હાલો મારો વસીયારે.
સખી એકાદશીના દન ગુગળીયેરારે;
મધરાતે આવ્યા મહારાજ હેરણ્ હેયારે.
સખી બારસે બાંધ્યા છે માલ સેવકથી છાનારે;
સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યારે.
સખી તેરસે ગુગળી ઘેર પાછા ફરીઆરે;
મધરાતે આવ્યા મહારાજ કારજ સરીયાંરે.
સખી ચૌદશે ચરણામૃત પ્રેમથી પીધાંરે;
હરી કડણુ થયા નંદલાલ સંદેશા તે કીધારે.
સખી પુનમે પુજા થાય સોભા સારીરે;
દરશન કરવાને જાય નર નારીરે.
સખી પંદર તિથિ સાતવાર જે કોઇ ગાશેરે,
તેને મળશે દ્વારકાંનો નાથ વૈકુંઠ જાશેરે.



# મહિના.

## ગોપી વિરહના મહિના.

૧

કારતક આવ્યો ઓ સખી, સજીએ સોળ શણગાર;
ઓઢવાને નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર.
કહો હરિ કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વૈરાગ. ટેક.
માગશરે મુકી મને ગયા, મનમાં ન આણી મેર;
રીસ કરી મથુરાં ગયા, કુબજાશું કીધી લ્હેર. કહો.
પોસ મહિનાની પુનમે, સમણાં લાગ્યાં સાર;
સોળે શણગાર પ્રભુ મેં ધર્યા, પણ નાવ્યા દીનદયાળ. કહો.
માહા મહિનાની સેજમાં, લાંબી વેરણ રાત,
પ્રભુ વસે જો વેગળા, રમશું કોની સંગાથ. કહો.
ફાગણ ફુલ્યો ફુલડે, વન કેસુડે લાલ,
કસ્તુરીનાં છાંટણાં ઉડે છે અબીલ ગુલાલ. કહો.
ચૈતર ચંપો મોરિયો, મોર્યાં તે દાડમ દ્રાખ,
કોયલડી ટૌકા કરે, ને ભમર કરે ગુંજાર. કહો.
વૈશાખે સુરજ કોપિયો તે તપે રાધાનું તંન,
રાધા અબોલા લેઇ રહ્યાં, નથી બોલ્યાનું મંન. કહો.
જેઠ મહિને જદુરાયજી, રાધા સાધે છે જોગ,
અન્નજળ મુખથી ત્યાગિયાં, છોડયા છપ્પન ભોગ. કહો.
અસાડ આવી ઉલટયો, મેહુલે કીધી મ્હેર,
ગોરી ભીંજાય ઘર આંગણે પીઉ ભીંજાય પરદેશ. કહો.
શ્રાવણ વરસ્યો સરવડે, નદીએ ચઢિયાં છે નીર,

સ્વપ્ને સેજે દેખીઆ, હરિ હળધરના વીર. કહો.
ભાદરવો ભલે ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ.
વિજલડી ચમકારા કરે, જળની આવી છે રેલ. કહો.
આસો માસે નવરાતડી નવ દહાડા નવ રાત,
સૌ ગોપીઓ ટોળે મળી માંડવડે મંગળ ગાય. કહો.

---

# ગોપીઓની સ્તુતિના મહિના.

૨

( કારતકે કાજળને તજિયું એ રાગ. )

કારતકે કોટી કલ્પના કરીએ ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ,
સુખ દુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો,
દુઃખરે મારૂં દીલ મધ્યે લેજો. ઓધવ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે,
કે રજની રમીશું તમારી સાથે, ઓધવ મારી સ્તુતિ કહેજો. ૨
પોષે તો ધીરજ કેમ ધરીએ, કહોતો વ્હાલા વિખડાં પી મરીએ,
જીવણ વિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો. ૩
માહે તો મૈત્રિ તોડી મારી, વ્હાલે મારે કુબજા કરી નારી,
આ શું કીધું મોહન મોરારી, ઓધવ મારી. ૪
ફાગણ ફીકર કરૂં મનમાં, દીવસ રાત તપું તનમાં,
વિખુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ મારી૦ ૫
ચઇતરે ચિત્ત કરે ચાળા, મૂકી ચાલ્યા મોરલીઓવાળા.
દરશન તમે દેને નંદલાલા. ઓધવ મારી૦ ૬
વૈશાખે વનમાં કોયલ બોલે, ચઢે મારાં ચિનડાં ચગડોળે;
જોબન મારૂં જાય છે ઝાકમઝોળે. ઓધવ મારી૦ ૭

જેઠે તો જળ ભરીઆં નયણે, વંદન મારાં હરિવરને ચરણે;
ખટકે વ્હાલો લોકતણે મેણે. ઓધવ મારી૦ ૮
અસાડે તો ઈંદ્રધારે વરસે, પિઉ વિના મન મારૂં તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ મારી૦ ૯
શ્રાવણે સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળિયામાં થઇને ફરૂં ઘેલી. ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભેટો ભૂધર અમને, ઝાઝું હવે શું કહીએ તમને;
નકામા શીદ દહો તનને. ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દિવાળી, સખિ! ઘેર આવ્યા વનમાળી;
જમાડું સેવિએ સુંવાળી. ઓધવ મારી૦ ૧૨
બારે માસ કાવ્યામૃતે ભરીયા, રણછોડના સ્વામી પછી મળીયા;
તેથી અમ જનમમરણ ટળીયાં. ઓધવ મારી૦ ૧૩

---

## અંબાજીના મહિના.

૩

કારતક માસે કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી
અલબેલી અંબા સાંભળ મારી વાતરે. મા અંબાજી ૧
સેવક જાણી કરજો મુજને સાહ્યરે, મા અંબાજી
તારાં દરશનની મા મુજને મોટી ચાહ્યરે. મા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી
તારી ઇચ્છા કરતાં આનંદે દિન જાયરે. મા અંબાજી ૩
દિન વહી જાય ને આશા મુજને મોટીરે, મા અંબાજી
તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે. મા અંબાજી ૪
પોષ માસે જોશો નહિ મુજ દોષરે, મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોષરે. મા અંબાજી ૫

રોષ ન ધરીએ તમે દેવી છો દયાળરે, મા અંબાજી
જેનું નામ ધરાવે સેવકજન પ્રતિપાળરે. મા અંબાજી ૬

માહા મહિને કાંઇ વરત આદર્યાં તમારાંરે, મા અંબાજી
મા શું જુઓ છો કુડાં કરમ અમારાંરે. મા અંબાજી ૭

કુડાં કર્મની કરણી છે મધ્યાનરે, મા અંબાજી
તારાં દરશનનું મને મોટું અંબા ધ્યાનરે. મા અંબાજી ૮

ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી
રંગ ભર્યાં મનડાં નવ કરશો ભંગરે. મા અંબાજી ૯

ભંગ ન કરશો તનડું અમારૂં તલસેરે, મા અંબાજી
ચિત્ત અમારૂં ચરણે તારે અટકેરે. મા અંબાજી ૧૦

ચૈતર મહિને ચિંતા મુજને ઝાઝીરે, મા અંબાજી
જનમ ધરી નવ નિરખ્યાં અંબામાજીરે. મા અંબાજી ૧૧

નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે, મા અંબાજી
મા વળતાં ક્યાંથી દેખીશ તારાં રૂપરે. મા અંબાજી ૧૨

વૈશાખ મહિને વરસ જાય દેહ નાઠીરે, મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માઠીરે. મા અંબાજી ૧૩

વેળા માઠી માથે મોટું દુઃખરે, મા અંબાજી
વળતી ક્યાંથી દેખીશ માનાં સુખરે. મા અંબાજી ૧૪

જેઠ માસે મુજને તેડો ઠેઠરે, મા અંબાજી
નહીં તેડો તો જીવન જાશે વેઠરે. મા અંબાજી ૧૫

વેઠ જાશે ને મિથ્યા થાશે જનમરે, મા અંબાજી
ભાગ્ય નથી ને કુડાં મારાં કરમરે. મા અંબાજી ૧૬

અસાડ માસે અટક ન ધરીયે માતરે, મા અંબાજી
તારાં દરશન માટે તલસે મારૂં તનરે. મા અંબાજી ૧૭

તન તલસે ને દયા ન આવે મારીરે, મા અંબાજી
મા દયાળુ દીલથી શું મુજને વિસારીરે. મા અંબાજી ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે, મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે. મા અંબાજી ૧૯
મા સંઘ ભરાય ને સહુને ઇચ્છા થાયરે, મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે. મા અંબાજી ૨૦
ભાદરવામાં શીદને મન ભમાવોરે, મા અંબાજી
તારાં દુર્લભ દરશન આપી તાપ શમાવોરે. મા અંબાજી ૨૧
તાપ શમાવી શીતળ કરજો છાંયરે, મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત્ત પ્રલે થાયરે. મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વેહેલીરે, મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે. મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે, મા અંબાજી
સેવકજનને તેડો તમારી પાસરે. મા અંબાજી ૨૪
માસ બારે પુરણ કીધા માતરે, મા અંબાજી
આશાપુરી પુરજો મારી આશરે. મા અંબાજી ૨૫
તેરમો મહિનો પુરૂષોત્તમ કહેવાયરે, મા અંબાજી
દર્શન તારૂં કરવા દિલડું ચ્હાયરે. મા અંબાજી ૨૬
આરાસુરમાં નિત્ય આનંદ થાયરે, માં અંબાજી
કરજોડીને બાપુ સેવક ગાયરે. મા અંબાજી ૨૭

---

## લાલજીના મહિના.

૪

લાલજી કારતક મહિને રથ જાદવરાયે જોતર્યા,
ઓ લાલ વહેલા આવજો, હો લાલ. ૧

લાલજી માગશર મહિને મેલી મથુરાંમાં ગયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૨
લાલજી પોષ મહિને પોપટ બેઠો પાંજરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૩
લાલજી માહા મહિનાની સેજલડી સુની પડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૪
લાલજી ફાગણ મહિને ફાગ રમે નર નારીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૫
લાલજી ચૈતર મહિને ચતુર્ભુજ ચાલ્યા ચાકરી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૬
લાલજી વૈશાખ મહિને વાયે હિંડોળા ઝુલતા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૭
લાલજી જેઠ મહિને જુગજીવન ઘેર આવિયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૮
લાલજી અસાડ મહિને અબળાને સુખ આપજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૯
લાલજી શ્રાવણ મહિનો સરવડેથી વરસીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૦
લાલજી ભાદરવો તો ભર્યો પુરો આ માજીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૧
લાલજી આસો માસે આવી દિવાળી ઢુંકડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૨
લાલજી ફુલવાડીમાં રંગી લાલમ લાકડાં,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૩

લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૪
લાલજી પાવડીઓ પહેરીને મ્હેલે આવજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૫
લાલજી પાવડીએથી રડયાખડયા તો ભલે પડયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૬
લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા;
ઓ લાલ વહેલા આવજો હો લાલ. ૧૭

---

## સીતાજીના મહિના.

### સાખીઓ.

૫

મારા શ્યામ સુંદર શ્રીરામરે, કેને આશરે રહીએ;
મારા પળપળ માની પ્રણામરે, લલના સંગ લઇએ;
વ્હાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
વિરહી ઝુરૂં એકલી, મળવાને મન અકળાયરે. મા. ૧
જોબન દરીઓ ઘુઘવે, પિઉ દેશાવર દૂર;
પરીક્ષક વસે પરદેશમાં, મારૂં જોબન જાય ભરપૂરં. મા. ૨
માગશરે ઘેર વિજોગણી, પિઉ પરદેશ પ્રયાણ;
ખવાયે અળગું ખોળિયું, જેના પરવશ પડિયા પ્રાણરે. મા. ૩
જળથી જુદી માછલી, શખી રહે નહિ છેક;
વિરહે મારા વાલમા, પડશે પ્રાણ પળ એકરે. મા. ૪
પોષે તોડી પ્રીતડી, વિરહના વાયુ વાય;
એ બાદલનો અંત નહી, એનું તન તરફડિયાં ખાયરે. મા. ૫

ખાવું પીવું ખેલવું, ઓઢણુ પેહેરણુ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગરે. મા. ૬
માધે મન તલસે ઘણું, ઝુરે વિજોગણુ નાર·
લક્ષ વિંછીની વેદના, ઉપજે ચિત્તમાં અનેક વિચારરે. મા. ૭
ફાગણુ હોળી ફાલતી, ફાગ રમે સઉ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હૈયે હોળી મારે હોયરે. મા. ૮
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વલખાં મારે વિધવિધે, જેને ડસીઓ વિરહ વ્યાધિ વ્યાલરે. મા. ૯
ચૈતર ચકોરી ચિંતતી, દૂર વસે છે શ્યામ;
ભરજોબનમાં એકલી, એ તો દાઝયા ઉપર જેમ ડામરે. મા. ૧૦
સુભાગીઆં જે સાસરે, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વસીએ એકલાં, રાણીજાયા જનમની એ રીતરે. મા. ૧૧
વા વાયા વૈશાખના, આંબે આવી સાખ;
ભોગી ભમે વિદેશમાં, થાય હૃદય બળી ખાખરે. મા. ૧૨
મુગાને સ્વપ્નું થયું, મનમાં રહી મુંઝાય;
પ્રીતિનું તો પારખું, જે જીભે કહ્યું નહો જાયરે. મા. ૧૩
જેઠ તણા તડકા પડે, લાય જેવી લૂ વાય,
સુનાં મંદિર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે. મા. ૧૪
જાય ન રજની દિન જાતાં, રાત ગયે દિન નવ જાય;
વિરહ દુખ મહા વેદના, એ તે નજરે જોઇ કેમ જાયરે. મા. ૧૫
અસાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય,
બપૈયા પિઉ પિઉ કરે, સુણી વિરહણી વ્યાકુળ થાયરે. મા. ૧૬
દેવ દાનવ પશુ પક્ષી, માનવ તો કોણુ માત્ર;
જીવતાં પ્રેમ' વિજોગીયું ગાળે વિરહ વિરહીજન ગાત્રરે. મા. ૧૭
શ્રાવણુ વરસે સરવડે નદીએ આવે નીર;
લીલી ભૂમિ ભાસે ભલી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે. મા. ૧૮

ભાદરવો માજે ભલો, રાજવી સહુ વૈભોગ;
રંગમાં રૌ રૌ રોગ એ, જેને વાલાનો થાય વિજોગરે. મા. ૨૦
ચંપા ચંપેલી મોગરા, નવપલ્લવ વન સોહાય,
વિરહણી જાત જવાસીઓ, તે તો શોષે સુકાઇ જાયરે. મા. ૨૧
આસો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર;
દિવસ દિવાળી દોહ્યલા, તેતો જાણે જગ કીરતાર. મા. ૨૨
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદ્ભુત થયા, જયજયકાર જણાવે અનંગરે. મા. ૨૩
મનમોહન અધીક માસથી, થાય પ્રભુ પરસંન;
સંગ સીતા જેમ રાખિયાં, તેમ ટળે વિરહ વ્યાધી દંનરે. મા. ૨૪

---

## શોભણદાસના મહિના.

૬

કારતક કોડામણોરે શીળો પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરિની વિનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧
માગશરે મેલી મુજનેરે, પિઉ ગયા પરદેશ વાલા;
ભરજોબનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા: ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સૈયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે, સોળસેં ગોપીઓનો નાથ વાલા. ૩
માહા મહિને મન માહરૂં, આકુળવ્યાકુળ થાય વાલા;
શમણાં લાગ્યાં શ્રીરામનાંરે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયારે, વાગે છે તાલ મૃદંગ વાલા;
મધુરીશી વગાડે વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવિંદ વાલા. ૫

ચૈતરે ચિંતામણીરે, નાખ્યો નવલો હાર વાલા;
કોઇ લાવે પિઉની વધામણીરે, આપું એકાવળ હાર વાલા. ૬
વૈશાખે વન વેડીયાંરે વેડી છે દાડમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટહુકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહિનાનાં રણુ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લંકામાં જવાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અસાડ માસ ભલે ઉલટયોરે, થાય વિજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી કાળી વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નિર્મળ નીર વાલા;
ભીંજે તે રાણી પદમણીરે, ભીંજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે શીતળ થયાં શરીર વાલા;
ગોરાંદે ભીંજાયાં ઘર આંગણેરે પિઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દિવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લલાટે ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવે અધીક માસ વાલા,
ગાય શીખે ને સાંભળેરે, વિનવે શોભગુદાસ વાલા. ૧૩



## બહુચરાજીના મહિના.

૭

ચૈતરે ચિત્ત ઘણું બાંધું, નમી નમી બહુચર આરાધું;
મારૂં મન ગોખે જઇ લાગ્યું, સેવોને સંખલપુર રાણી. ૧
વૈશાખે વાવલિયા વાયા, માજીના મઢ નીચે આવ્યા;
અંબાજીની મોટી છે માયા. સેવોને ૨
જેઠે તો જુગતી છે સારી, હરિહર બાલા થકી વારી;
જાઉં ગોખ ઉપર બલીહારી. સેવોને ૩

અસાડે મેઘ ઘણો ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદ્ભુત ત્યાં વાજે. સેવોને. ૪

શ્રાવણ માસ સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતા મરશો સેવોને. ૫

ભાદરવો ભલીપેરે ગાજ્યો, સેવકને સનમુખે થાજ્યો;
બુડંતાં બાવલડી સહાજ્યો. સેવોને. ૬

આસો માસે આવી દિવાળી, આવ્યાં છે અંબા ને કાળી;
ગરબે રમે મોટાં મહાકાળી. સેવોને. ૭

કારતકે સેવક ગુણ બોલે, નાવે મારાં માજીને તોલે;
તે જોતાં ત્રિભોવન ડોલે. સેવોને. ૮

માગશરે માનસસર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે;
સેવકની મા ન્હડજો તમે વારે. સેવોને. ૯

પોષે પ્રીત ઘણી મારી, પાંડવ પાંચે લીધા ઉગારી;
કૌરવ કુડા સરવે ગયા હારી. સેવોને. ૧૦

માહે તો મુજને નથી ગમતું, સદાયે દિલડું રહે ભમતું;
મારૂં મન માજીમાં રમતું. સેવોને. ૧૧

ફાગણ ફર ફરતી હોળી, પહેર્યાં માએ ચરણાં ને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી. સેવોને. ૧૨

બારે માસ પુરણ તો કીધા, દૈત્યોને દંડ ભલા દીધા;
દેવો સહુ ઉગારી લીધા. સેવોને. ૧૩

આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નિરધારે;
વલ્લભની ન્હડજો મા વારે. સેવોને. ૧૪



# રાધિકાના મહિના.

૮

કહોને સખી કારતક કયમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણી કોણ થાશે, કે જીમનાં જાવા દો પાણી. ૧
કે માગશરે મન મારૂં મળીયું, કે વિષયના ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જીમનાં. ૨
કે પોષે શોષ પડયા અમને, વહાલા મારા શું કહીએ તમને,
કે દિલાસા દીધા છે અમને, કે જીમનાં. ૩
કે માહે મકર તણે માને, કે ફુલડીયાં વેરંતી ખાંતે;
કે વાલાજી મારા મથુરાંની વાટે, કે જીમનાં. ૪
કે ફાગણે ફેર ફરે હોળી, કે આછાં ચરણાં ને ચોળી;
કે ચુંદડી કેસરમાં રોળી, કે જીમનાં. ૫
કે ચૈતરે ચતુરા ચિત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
તોયે મારે વહાલે કીધી નરતી, કે જીમનાં. ૬
કે વૈશાખે વાયા વાવલિયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઉં તમ પાવલીયા, કે જીમનાં. ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
સંદેશા વ્હાલાએ ન કહાવ્યા, કે જીમનાં. ૮
અસાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો હવે વાત થશે વાંકી, કે જીમનાં. ૯
શ્રાવણ સરવડીએ વરસે, કે નદીએ નીર ઘણાં ચઢશે;
કે કોયલડી ટહુકલીઆ કરશે, કે જીમનાં. ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, સૈયર ઘેર વલોણું વાજે;
તેતો મારા રૂદીયામાં દાઝે, કે જીમનાં. ૧૧

આસોની રજની અજવાળી, કે સેવ વણ્યું છું સુંવાળી;
કે વહાલા વિના આ શી દિવાળી, કે જુમનાં. ૧૨
કે રાધા હાથે સોનાની ચુડી, રમતાં દીસે છે રૂડી;
દુઃખો મારાં સરવે ગયાં બુડી, કે જુમનાં. ૧૩

---

## કૃષ્ણના મહિના.

૯

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી,
કુબજા દાસી કેમ ગમે કાળી? આવો હરિ રાસ રમો વહાલા. ૧
માગશરે મારગડે રમતાં, ભેળાં બેસી ભોજનીયાં જમતાં;
હવે હરિ કેમ નથી ગમતાં? આવો હરિ. ૨
પોષે તો શોષ પડયા અમને, ત્રિકમજી શું કહીએ તમને;
દિલાસા ખોટા દીધા અમને. આવો હરિ. ૩
માઘે લાંબી વેરણ રાતલડી, ફુલડાંએ બિછાવી સેજલડી;
અધીરી જોઉ વાટલડી. આવો હરિ. ૪
ફાગણે ફેર ફરે હોળી, પહેરણ ચીર ચરણાં ને ચોળી;
ચુંદડી મારી કેસરમાં રોળી. આવો હરિ. ૫
ચૈતરે ચિત્ત કરે ચાળા, મધુવન મોરલીવાળા;
દરશન દ્યો ઠાકોર તિરથવાળા. આવો હરિ. ૬
વૈશાખે વાટલડી જોતી, અગાસી ઉભી રહી રોતી;
પાલવડે આંસુડાં લ્હોતી. આવો હરિ. ૭
જેઠે જગજીવનજી આવે, વધામણી સહુ લોકો લાવે;
વહાલો મારો કહ્યુંએ નવ કાહાવે. આવો હરિ૦ ૮
અસાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો વાત થશે વાંકી. આવો હરિ૦ ૯

શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર અઢળક તો અઢશે;
વહાલો મારો શી રીતે ઉતરશે. આવો હરિ૦ ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, વાહાલા થઇ વિહવળ તમ કાજે;
વહાલો મારો જરીએ ના લાજે. આવો હરિ૦ ૧૧
આસો માસે આવી દિવાળી, સેવો વણું હું તો સુંવાળી;
વહાલા વિના આ શી દિવાળી. આવો હરિ૦ ૧૨

## નંદલાલના મહિના.

૧૦

આવોને નંદલાલ, રમવા આવોનેરે,
નિરમે થયા છો નાથ, રમવા આવોનેરે.
કારતક તો તે કષ્ટેરે કાહાડયો, ભર દરીએ જેમ જહાજ,
ડોલે દિલડું માહરૂં, રમવા આવોનેરે. ૧
માગશર મહિને મારગડે મેલી, હવે અમારૂં કોણ છે બેલી,
ગીરધર વિના થઇ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જીવન પ્રાણ તજું છું, લોકડીઆંની લાજ લોપું છું,
સંસાર ત્યાગ કરૂં છું, રમવા આવોનેરે. ૩
માઘ મહિને મંદિરીયાંરે સુનાં, હરિ વિના આસનીયાં સુનાં,
વાહાલા વિના જાય છે જોબનીયાં, રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી,
વ્હાલા વિના ખેલે કોણ હોળી, રમવા આવોનેરે. ૫
ચૈતરે મને ચિંતારે લાગી, સુની સેજલડીમાં ઝબકીને જાગી,
વાહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વૈશાખે વાવલીયારે વાયા, આંખ ઉઘાડી તો જાદવ જોયા,
આંસુડાં પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭

જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કાંઇ ન કહાવે, રમવા આવોનેરે. ૮
અસાડે હું અબળારે નારી, જોબન હરીઓ ક્ષુબ્ધવે છે ભારી,
દીધેલાં વચનને વિસારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ભ્રણેરારે ચઢશે,
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર હરીએરે ગાજે, નીલાં વન નવપલ્લવ છાજે,
વહાલો મારો કાંઇ ન લાજે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે આવી દિવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી,
વહાલા વિના તે જમે કોણ વાની, રમવા આવોનેરે. ૧૨

---

# પતિને પરદેશ ન જવા દેવા વિષેના મહિના.

૧૩

" ઓધવજી સંદેશો કહેજો શ્યામને. " એ રાગ.

કારતક મહિને અબળા કહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામીનાથ જો;
હિમઋતુ વા વાયારે હલકી ટાઢડી,
શીદ શોધો પરદેશ જવાનો સાથ જો,
એ મહિને નવ જઇયે પિઉ પરદેશમાં. ટેક. ૧
માગશર મહિને હોંશ ધરી મન માહરે,
રસિયા સંગે રમવાની મહાજમ રાતજો;
હસીએ ને વસીએ રે હૈડે હેતથી,
પિઉ મેલો પરદેશ જવાની વાતજો. એ મહિને. ૨

પોષે જે પરણીને પિઉડે પરહરી,
તે પ્રેમદાનાં પુરણ મગાયાં પાપ જો;
સાસરીએ રહીને તે શું સુખ ભોગવે,
મૈયરમાં નવ ગોઠે મા ને બાપ જો. એ મહિને. ૩
માહા મહિને નવ કરીએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જઇ લાવો ખોરી જાર જો;
જે મળશે તે જમશું મારા વાલમા,
જરૂર નહીં જાવા દઉં ઘરથી બહાર જો. એ મહિને. ૪
ફાગણ તો ફુલ્યો રે ફાલ્યાં ફુલડાં,
હસે રમે ને ગોરી હોરી ગાય જો;
જે નારીનો નાવલીઓ નાસી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો. એ મહિને. ૫
ચૈતરમાં ચતુરે પંથ નવ ચાલવું,
જો ઘેર નારી સારી ચતુરસુજાણ જો;
વ્હાલપને વચનેરે પિઉને વશ કરે,
નિરધાર્યું તે પડયું રહે પરીઆણ જો. એ મહિને. ૬
વાવલીઆ વાયા રે પિયુ વૈશાખના,
રજ ઉડે ને માણક મેલું થાય જો;
નથનીનું મોતીરે હીરો હારનો,
કહો પર હાથે કેમ ધીર્યો એ જાય જો. એ મહિને. ૭
જેઠે તો પરદેશે જાવું દોહ્યલું,
તાપ તપે ને લ્હાય જેવી લૂ વાય જો;
કોમળ છે કાયા રે મારા કંથની,
વણ સીંચ્યાં જેમ ફુલડીઆં કરમાય જો. એ મહિને. ૮
અંબર ઘન છાયોરે માસ અસાડમાં,

મોર બોલે મેહ વરસે મુસળધાર જો;
કચરો ને કાદવ રે મચી આ મેદની,
પંખી માળા ઘાલે ઠારો ઠાર જો. એ મહિને. ૯
શ્રાવણનાં વરસેરે સારાં સરવડાં,
ભર્યાં સરોવર નદીએ નીર ન માય જો;
ચકવા ને ચકવી પણ જોયાં જોડલે,
સારસ પણ નિજજોડ તજી નવ જાયજો. એ મહિને. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો;
એવારે દિવસ એળે નવ કાઢીએ,
વાત વિચારી જુઓ નણંદના વીરજો. એ મહિને. ૧૧
આસોના દિવસ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગઠે,
રંગે રમતાં ઉપજે રસની રેલ જો. એ મહિને. ૧૨
માસ અધિકમાં અધિકપણે શું કીજીએ,
રહો જોડીને નેણ સંગાથે નેણ જો;
જેમ ન છુટે ફૂટયો કાચ બિલોરનેહ,
દલપતના સ્વામી છો, જાણ પ્રવીણ જો. એ મહિને. ૧૩

## બાર મહિનાની ગરબી.

### ૧૨

"તજો તમે કૂડ કરમ કરવું." —એ રાગ.

બોલો બાર માસ હવે બાઇ,
ગણો ગુણ ઇશ્વરના ગાઇ. બોલો૦—ટેક.

કારતકે વરસ નવું કહીએ,
રાજી રાજી અંતરમાં રહીએ,
ચિત્તે સારૂં સર્વ તણું ચહીએ. બોલો૦ ૧
માગશરે મનમાં તમે રચો,
શિયાળાનો ખાસ બીજો સાચો;
કાયા ધ્રુજાવામાં નથી કાચો. બોલો૦ ૨
પોષે પ્રભુને ભજો પ્રીતે,
વળી ચતુરાઇ ધરો ચિત્તે;
રહો સુખી સર્વે રૂડી રીતે. બોલો૦ ૩
માઘે શીખ માની લેજો મનમાં,
જરૂર તમે જશ પામશો જનમાં;
તથા સુખ ઉપજશે તનમાં. બોલો૦ ૪
ફાગણમાં ફુલ ફુલ્યાં ભાળો,
આવ્યો હવે આજથી ઉન્હાળો;
તપે તાપ છત્રી વડે ટાળો. બોલો૦ ૫
ચૈતરે ચેતો તમે ચિત્તે,
નમો પરમેશ્વરને નિત્યે,
કરો પરમારથ પણ પ્રીતે. બોલો૦ ૬
વૈશાખે વાવળિયા વાશે,
વળી ઝાઝી ફેરીઓ વેડાશે,
વટોળિયા વનમાં દેખાશે. બોલો૦ ૭
જેઠે તો જાંબુડીઓ પાકી,
દાડમ ને દ્રાખમાં શી બાકી;
તેને લોકો લે છે તાકી તાકી. બોલો૦ ૮
અશાડે તો ચોમાસું આવ્યું,

ગડુડાટે બ્રહ્માંડ ગરજાવ્યું;
બીજાનું લીલું ભોંય બીછાવ્યું. બોલો॰ ૯
શ્રાવણ તો સૃષ્ટિ શોભાવે,
મેળામાં મન જવા લલચાવે;
ઘણા લોકો ગાડીઓ દોડાવે. બોલો॰ ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે,
છતે નવા છોડ ઘણા છાજે;
કર્યા પ્રભુએ આપણે કાજે. બોલો॰ ૧૧
આસોમાં દશરા દિવાળી,
ભલી ભલી સૌ કહે છે ભાળી;
ગાઓ રૂડાં ગીત પાડો તાળી. બોલો॰ ૧૨
બારે માસે વર્ષ થયું પુરૂં,
એમાં નથી કાંઇએ અધુરૂં;
ભાસે સુખ દુઃખથી ભલું બુરૂં. બોલો॰ ૧૩
ત્રીજે વર્ષ માસ અધિક આવે,
શાણા તેનું કારણ સમજાવે;
ભક્તિ ભલી દલપતને ભાવે. બોલો॰ ૧૪



## રસિયાજીના મહિના.

### ૧૩

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગું રે, રસિયાજી,
તેર માસ હરિ ગુણ ગાવા મતિ માગું હો રંગ રસિયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મુકીરે રસિયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી હો રંગ રસિયાજી. ૨

ચુકી તોપણુ દાસી રોષ શમાવોરે રસિયાજી,
મારા સમ જો મનમાં કાંઇએ લાવો હો રંગ રસિયાજી. ૩
અબળા જન અમો અવગુણુ કેરી ખાણુરે રસિયાજી,
તોપણુ નાથ નિભાવો ઝાલો પાણુ હો રંગ રસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ લ્યો શુધ મારી હો રંગ રસિયાજી. ૫
માગશર માસે મળવા મન અકળાયરે રસિયાજી,
પ્રીત તણી પીડા કાંઇએ ન કહેવાય હો રંગ રસિયાજી. ૬
બીડયું સીડયું પણુ અંતર ભડકે લાગેરે રસિયાજી,
કાળજું છેદી કંદ્રપનાં શર વાગે હો રંગ રસિયાજી. ૭
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશદિનરે રસિયાજી,
તાલાવેલી લાગી મ્હારે તન હો રંગ રસિયાજી. ૮
દુઃખ દાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે રસિયાજી,
ધીરજ રાખું પણુ કયાં લગી રહેવાય હો રંગ રસિયાજી. ૯
નિશ્ચય પ્રાણુ જશે તલપી હવે મારોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણુ બચાવો હો રંગ રસિયાજી. ૧૦
પોષ માસે રોષ હૃદેથી મુકયારે રસિયાજી,
અબળાના આધાર અવસર ચુકયા હો રંગ રસિયાજી. ૧૧
ઘણું પ્રગટ શું કહીએ સમજી લેજોરે રસિયાજી,
વિજોગ પાખે અવર દંડ કાંઇ દેજો હો રંગ રસિયાજી. ૧૨
સ્ત્રીને દુઃખ નહિ પતિ જો શસ્ત્રે મારેરે રસિયાજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસિયાજી. ૧૩
એથી અદકું હવે તે શું કહીયેરે રસિયાજી,
ચતુર શિરોમણી ચતુરાનું દુઃખ લહીએ હો રંગ રસિયાજી. ૧૪
આ જોબનમાં આવી સુખને માણોરે રસિયાજી,

દાસ દયાના પ્રીતમજી તક જાણ્યો હો રંગ રસિયાજી. ૧૫
આહા માસે સો આશા સમ વેર આવ્યોરે રસિયાજી,
આ રતમાં દંપતી લે સુખ લ્હાવો હો રંગ રસિયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લ્હેતાંરે રસિયાજી,
શીખવી સમજાવી શું મેલ્યાં મ્હેતાં હો રંગ રસિયાજી. ૧૭
વ્હાલા થઇને વેર શું વાળ્યું આવુંરે રસિયાજી,
આવડું શીદ કર્યું જ્યારે હતું જાવું હો રંગ રસિયાજી. ૧૮
પ્રેમ પંથમાં કોટી કપટી ન સારોરે રસિયાજી,
પ્રથમ થકી પોષી હવે શું મારો હો રંગ રસિયાજી. ૧૯
વિરહ વન્હિમાં ધીખું છું નિશ દહાડોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો હો રંગ રસિયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાણીરે રસિયાજી,
આ વનમાળી પિઉ સિંચ્યું ન પુરૂં પાણી હો રંગ રસિયાજી. ૨૧
વસંત ઋતુ તો સહુને વ્હાલી લાગેરે રસિયાજી,
તમ પાખે મને બાણ રૂદેમાં વાગે હો રંગ રસિયાજી. ૨૨
અબીલ ગુલાલ ને કેસરના રંગ ઘોળીરે રસિયાજી,
વિલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી હો રંગ રસિયાજી. ૨૩
સુખની ઋતુ શોકયની સંગે સોહીએરે રસિયાજી,
ધુસકલડે રોવું તો અમારે જોઇએ હો રંગ રસિયાજી. ૨૪
પ્રથમ થકી પ્રભુ શે નવ નાખ્યાં મારીરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતિ ધારી હો રંગ રસિયાજી. ૨૫
ચૈત્ર ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસિયાજી,
એકલડીને લાગે તેહ કટારી હો રંગ રસિયાજી. ૨૬
સુખકારી હતા તે સહુ દુઃખ દેછેરે રસિયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસિયાજી. ૨૭

કરે કોય શું કરમ તણો એ દોષરે રસિયાજી,
વક્ર વદન નિજ ત્યાં શો દર્પણ દોષ હો રંગ રસિયાજી. ૨૮
આ દહાડા ક્યાં મુક્યા હતા સંતાડીરે રસિયાજી,
જોબન અવસર આવો આપ્યો કહાડી હો રંગ રસિયાજી. ૨૯
તમે કહેતા તે અમે માનતાં સાચુંરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગ રસિયાજી. ૩૦
વૈશાખે વ્રજ સુનું સઘળું દીસેરે રસીયાજી,
જન ઝાઝા પણ કોને મન જઇ હીસે હો રંગ રસીયાજી. ૩૧
સરવે સરોવર સુકાં ચાતક લેખેરે રસિયાજી,
ચંદ્ર વિના જેમ ચકોર ઉજ્જડ દેખે હો રંગ રસિયાજી. ૩૨
વીત્યું હોય તે એ સાચું પરમાણેરે રસિયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો રંગ રસિયાજી. ૩૩
વિરહ વેદના ઘણી કડણ બહુ દુઃખથીરે રસિયાજી,
વેઠે તે જાણે ન કહેવાય અમુકથી હો રંગ રસિયાજી. ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસિયાજી. ૩૫
જેઠ માસે તો સહુ સરોવર સુકાં રહે છેરે રસિયાજી,
મુજ લોચન ધારા નવ સુકી વહે છે હો રંગ રસિયાજી. ૩૬
ગ્રીષ્મઋતુને તાપે તન અકળાયરે રસિયાજી,
પવન ફુવારાથી તે સઘ સમાય હો રંગ રસિયાજી. ૩૭
ગ્રીષ્મતાપને દીપ વાયુથી વામેરે રસિયાજી,
વિરહ વન્હી આ પવને વૃદ્ધિ પામે હો રંગ રસિયાજી. ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર સમાયરે રસિયાજી,
નાતુ તેલ મળે જળ ભડકો થાય હો રંગ રસિયાજી. ૩૯
પ્રેમ પાવકની પીડ સહુ દુઃખથી અળગીરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો રંગ રસિયાજી. ૪૦

અસાડ માસે અતિ ઉંડું દુઃખ સાલેરે રસિયાજી,
પંખીડાં પણુ મળીને માળા ઘાલે હો રંગ રસિયાજી. ૪૧
કોને કહીયે ને કહે અદેખાં ઠરીએરે રસિયાજી,
અંતર આગે ઢાંકયાં ધીખી મરીએ હો રંગ રસિયાજી. ૪૨
કીડો કાષ્ટ જ્યમ ખોખું કરે ખાઇ ખાધું રે રસિયાજી,
તેમ વિરહ કીડે કાળજ કરડી ખાધું હો રંગ રસિયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સહુ કોઇ દેખેરે રસિયાજી,
ભીતર ભડકો પ્રાણુ પોતાનો પેખે હો રંગ રસિયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ દુઃખ બહુ ભાત હો રંગ રસિયાજી. ૪૫
શ્રાવણુ માસ સરવડે વરસ્યો મંદરે રસિયાજી,
વર્ષાઋતુ શોભા થઇ વૃંદાવન હો રંગ રસીયાજી. ૪૬
વૃક્ષે વળગી વેલ્ય ફુટે નવ છોડીરે રસિયાજી,
દૈવે મારી બેલ્ય તો નાંખી તોડી હો રંગ રસિયાજી. ૪૭
એક દિવસ આપણુ ત્યાં વાતે વળગ્યાંરે રસિયાજી,
ઘન વરસ્યો ભીંજ્યાં પણુ ન થયાં અળગાં હો રંગ રસિયાજી. ૪૮
મેં પણુ શીત સહેવાઇ નહી ઘણું કાંપીરે રસિયાજી,
ત્યારે તમે મુજને લઇ હૃદયશુ ચાંપી હો રંગ રસિયાજી. ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ વિસારી શામાટે હો રંગ રસિયાજી. ૫૦
પુરૂષોત્તમ માસે આશા તમારીરે રસિયાજી,
પુરશે પુણ્ય થશે જુઓ મન વિચારી હો રંગ રસિયાજી. ૫૧
આતુર જન સંતોખો કરી મન માનરે રસિયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન હો રંગ રસિયાજી. ૫૨
આ એક માસ તો પુણ્યદાનનો દહાડોરે રસીયાજી,
પ્રભુ પધરાવી સેવી કરૂં કર ટાઢો હો રંગ રસિયાજી. ૫૩

અવર દેવ સેવ્યાની મહા છે નહીરે રસિયાજી,
પુરૂષોત્તમ પરણીને અવર ઘટે નહી હો રંગ રસિયાજી. ૫૪
પ્રાણ જશે તોયે તમ વિના નહી ભજીયેરે રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસિયાજી. ૫૫
ભાદરવે ભાડ વરસે ચપળા ચમકેરે રસિયાજી,
એક સમે હું આવી વિજળડી ચમકે હો રંગ રસિયાજી. ૫૬
હું બીની સુણી ધન વરસ્યો આકાશેરે રસિયાજી,
પીતાંબર ઓઢાડી લીધી પાસે હો રંગ રસિયાજી. ૫૭
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિયાજી,
વિકળ પણ કાંઇ કહું છું નથી રહેવાતું હો રંગ રસિયાજી. ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી,
પાયે લાગી કહું છું ફરી ફરીને હો રંગ રસિયાજી. ૫૯
વિરહ દુઃખ નથી સહેવાતું હવે આવોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસિયાજી. ૬૦
આશ્વિન આવ્યો સહુ માસ સુખકારીરે રસિયાજી,
વામ આંખડલી ફરકે છે કાંઇ મ્હારી હો રંગ રસિયાજી. ૬૧
રાસ રમણની ઋતુ આવી તમો જાણોરે રસિયાજી,
લાલબિહારી લીલાનાં સુખ માણો હો રંગ રસિયાજી. ૬૨
શરદ પુનમના નિશે પુરણ શશી પ્રગટયોરે રસિયાજી,
તમથી રમતાં સુખદુઃખ મહારાં મટશે હો રંગ રસિયાજી. ૬૩
કરૂણાનિધિ છો માટે કરૂણા કરશોરે રસિયાજી,
વ્હાલાંની વિનતી હૃદયમાં ધરશો હો રંગ રસિયાજી. ૬૪
આનંદ ઉપન્યો ઉરમાં વાલમ વસીઆરે રસિયાજી,
દયાના પ્રીતમજી મને મળીઆ હો રંગ રસિયાજી. ૬૫



ૐ

# જીવણ પ્રાણના મહિના.

૧૪

રથ આવ્યા અક્રરના, છુટયા નંદ દરબાર,
આંસુ ભરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને જાદવ ચાલ્યા રે, મથુરાંના તે મારગ ઝાલ્યારે,
વ્હાલો ડોકવાળી જુએરે, નેણુ ભરીને રાધિકા રૂએરે.
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે,
જીવનપ્રાણુ છો આત્મારામ છો.
કારતક મહિને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉઠયા રહી હારી;
મેં તો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણુ ઓળવી લીધીરે;
જીવણુ પ્રાણુ છો, આત્મારામ છો. ૧
માગશર મહિને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સદેશો લાવે શ્યામનો, તેને ચરણુ નમાવું શીશ;
તેને ચરણે નમાવું શીશરે, કોઇ દેખાડો જગદીશરે;
હું બનાવું રસોઇ બત્રીસરે, જીવણુ પ્રાણુ છો, આત્મારામ છો. ૨
પોષ મહિનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણુ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ,
હરિએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળ રે;
બાઇઓ સુખે ભજો શ્રીગોપાળરે, જીવણુ પ્રાણ છો, આત્મારામ છો ૩
માહા મહિનાની ટાઢડી, અતિ રાતે અંધકાર;
આચનલોચન વહી ગયાં, હરિને ભજતાં આંસુની ધાર.
મહા મોહની તે વેદના થાયરે, હુથી એકલડી ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવણુ પ્રાણુ છો, આત્મારામ છો. ૪
ફાગણુ ફુલ્યો ફુલડે રમતા જાદવરાય;

આ શું કુલી સુંદરી, હરિ તજી ગયા જમણી બાંહ;
વહાલે સોળસેં ગોપીયો માંયરે, કાનુડાને કાંઇ ન કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૫
ચૈતર ચંપો મોરીયો, પીંપળ આવ્યાં પાન;
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન,
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરિ ભજ્યાની હામરે;
કોઇ દેખાડો પુરણ કામરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૬
વૈશાખે વાયા વાવલા, મુખનું ઉડયું નુર;
તાપ તપે તનડું તપે, હરિ મેલી ગયા છે દુર;
એવો આવ્યો છે માથે ઉન્હાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૭
જેઠે જાણ્યું આવશે, વેગે વિઠ્ઠલરાય;
ચંદન ઘોળું વાડકે વિંઝણે ઢોળું વાય;
હરિને વિંઝણે ઢોળું વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજામાં કાંઇ કાંઇ થાયરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૮
અસાડ ચમકે વિજળી, ઘન ગરજે ઘનઘોર;
આંસુડે ભીંજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોર;
એવા મીઠડા બોલે મોરરે, કરે બપૈયા કલોલરે;
મારૂં જાએ જોબનનું જોરરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૯
શ્રાવણ વરસે સરવડે, ન્હાવું નિરમળ નીર;
પહેર્યાં પીતાંબર પાતળાં ઓઢણ આછાં ચીર;
હરિ ઓઢણ આછાં ચીરરે, આપણ ન્હાતાં જમનાં તીરરે;
એવી રીતે ઢળ્યાં શરીરરે, જીવણ પ્રાણ છો, આત્મારામ છો. ૧૦
ભાદરવો ભલો ગાજીઓ, પણ નાવ્યા બળવીર;
ચીર હતાં તે હરી ગયા, મારૂં શાને ઢાંકું શરીર,

મ્હારી પ્હોંચે નજર નહી નાંખીરે, વ્હાલે ભરવાડની ગત રાખીરે;
સ્યામજીએ ન જોયું ઝાંખીરે, જીવણુ પ્રાણુ છો આત્મારામ છો. ૧૧
આસો માસ ભલો આવીયો, સૌની પુરી આશ;
તોરણુ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરિજન દાસ;
ઘેર ઘેર મંગળ ગાયરે, ત્યાં થેઇ થેઇકાર થાયરે;
શ્રોતા વકતાનાં સંકટ જાયરે, જીવણુ પ્રાણુ છો, આત્મારામ છો. ૧૨

---

## શ્રીનાથજીના મહિના.

૧૫

કારતક માસેરે કહાનજી, મુકી ગયા પરદેશ;
હું છું નારીરે નાનડી, જોબન બાળેરે વેશ,
ગોકુળ આવો શ્રીનાથજી. ગો૦ ૧
માગશર માસેરે માવજી, વસીયા સામીરે તેડ;
પિંજર લાગ્યાં ઝુરવા, આંખે આંસુડાંની રેલ. ગો૦ ૨
પોષે શોષેરે દેહડી, તોયં સ્નેહ ન વિસરાય;
આડો હિમાળો ઉલટયો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
માહા માસેરે સેજડી, બીજી વેરણુ રાંત;
પિઉજી મારારે ઘેર નહિ, કેમ જાય દિવસ મહારાજ. ગો૦ ૪
ફાગણુ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાનું છાંટણું, ઉડે અબીલ ગુલાલ. ગો૦ ૫
ચૈતર ચંપોરે મોરીઓ, મોરી અઢારે ભાર;
માલણુ લાવેરે મોગરા, કાચી કળીઓનો હાર. ગો૦ ૬
વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલિયાની સાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કોની સંગાથ. ગો૦ ૭

જેઠ જાણ્યુંરે આવશે, ના આવ્યા શ્યામ શરીર;
બપૈયારે પિઉ પિઉ કરે, મારે હૈયે નવ રહે ધીર. ગો૦ ૮
અસાડેરે ઘન ઉલટયો, માથે ચડયો ઘનઘોર;
વિજળડીરે ચમકારા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટહુકા કરે, બેસી આંબલિયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવોરે ભલે ગાજીયો, વરસે મુસળધાર;
પિઉજી મારા મધુપુરમાં સાલે શોકલડી અપાર. ગો૦ ૧૧
આસો માસે દિવાલડી, આવ્યા શ્યામ શરીર;
થાળ ભરૂંરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર. ગો૦ ૧૨
બારે માસ પુરા થયા કહે છે કવિરે કરજોડ;
ગાય તેના પ્રભુ પુરજો, કોડ શ્રી રણછોડ. ગો૦ ૧૩



# ગરબા.

## શ્રીકૃષ્ણના દશ અવતારનો ગરબો.

૧

મારા કૃષ્ણજીરે લોલ કૃષ્ણ તે કંઠ કેરૂં ફુમણુંરે લોલ;
હરિ હૈયા કેરો હાર મારા વાલારે કૃષ્ણ વગાડે રૂડી
વાંસળીરે લોલ. ટેક.

મારા કૃષ્ણજીરે લોલ, પહેલે રૂપે કાનજીરે લોલ;
ધર્યો મચ્છ તણો અવતાર મારા વાલારે, મચ્છે સમુદ્ર ખોળિયોરે લોલ;
માર્યો શંખા તે સુર દૈત્ય મારા વાલારે. કૃષ્ણજી.
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ,
ધર્યો કચ્છતણો અવતાર મારા વાલારે;
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ, મેરૂનો રવૈયો મારા વાલારે.
સમુદ્રની ગોળી કરીરે લોલ ધુમે ગોપીઓનો નાથ મારા વાલારે;
શેષનાગનાં નેતરાં કર્યાંરે લોલ કહાડયાં તે ચૌદ રતન મારા.
વાલારે. કૃષ્ણજી. ૨
મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વારાહતણો અવતાર મારા વાલારે;
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ, પેઠો તે પાંચ પાતાળ, મારા
વાલારે કૃષ્ણજી. ૩
મારા કૃષ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો નૃસિંહ તણો અવતાર મારા વાલારે;
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લોલ, માર્યો હિરણ્યકશ્યપ
દૈત્ય મારા વાલારે, ઉગાર્યો પ્રલ્હાદ ભક્તનેરે લોલ;
એવા ભક્તવત્સલ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી. ૪

મારા કૃષ્ણજીરે લોલ, પાંચમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વામનતણો અવતાર મારા વાલારે;
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ, મારા
વાલા. કૃષ્ણજી. ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠ્ઠેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો પરશુરામનો અવતાર મારા વાલારે, ફરસી તે લીધી
હાથમાંરે લોલ, છેદ્યાં ક્ષત્રિયોનાં શીષ, મારા વાલારે,
જનનીને હાથે હણીરે લોલ, વાળ્યાં પિતાનાં વેર, મારા વાલારે.
કૃષ્ણજી. ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંદ્રનો અવતાર, મારા વાલારે, સીતા લઇ વન
નીસર્યારે લોલ, સેતુ બાંધ્યો છે પાષાણ, મારા વાલારે,
રણમાં તે રાવણ રોળીયોરે લોલ, આપ્યાં વિભીષણને રાજ, મારા
વાલારે કૃષ્ણજી. ૭

મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે,
મથુરામાં હરિ પ્રગટીયારે લોલ, ગોકુળ કીધો છે વાસ, મારા વાલારે;
માર્યો તે મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ, મારા વાલારે,
માતા પિતા છોડાવીયારે લોલ, આપ્યાં ઉગ્રસેનને રાજ;
મારા વાલારે કૃષ્ણજી. ૮

મારા કૃષ્ણજીરે લોલ, નવમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો બુદ્ધ તણો અવતાર મારા વાલારે,
જપ માળા કરમાં ધરીરે લોલ, લીધું છે મુનિવ્રત, મારા વાલારે.
કૃષ્ણજી. ૯

મારા કૃષ્ણજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ,

ધર્યો કલંકી અવતાર મારા વાલારે, ત્રણ પગલે ઘોડા ઠીડેરે લોલ;
પૃથ્વી તો રસાતાળ, મારા વાલારે. કૃષ્ણજી. ૧૦
મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખે ને સાંભળેરે લોલ,
તે વૈકુંઠ વાસ, મારા વાલારે મેહેતો નરસિંહ વિનવેરે લોલ;
રાખો ચરણ કમળની પાસ, મારા વાલારે. કૃષ્ણજી. ૧૧

---

૨

પ્રભુજી વનમાં ચારે ધેન, વગાડે રૂડી વાંસળીરે લોલ,
રાધા ગોરી ભાતડીઆં લઇ જાય, ચલાણું ચોળ્યાં ચુરમાંરે લોલ.
પ્રભુજી કયાં ઉતારૂં ભાત કે કયાં બેસી આરોગશોરે લોલ,
રાધા ગોરી આસોપાલવનાં ઝાડ કે શીતળ છાંયડીરે લોલ.
રાધા ગોરી ત્યાં ઉતારો ભાત કે ત્યાં બેસી જમશું રે લોલ,
રાધા ગોરી ઓલે કાંઠે ધેન કે ધેન પાછી વાળજોરે લોલ.
પ્રભુજી તમારી ચારેલ ધેન કે અમ થકી નહિ વળેરે લોલ,
પ્રભુજીને ચટકે ચઢીયલ રીસ કે જમતાં ઉઠીયારે લોલ.
મારી મારી અત્ળાસવળી થોટ કે ડાબા પગની મોજડીરે લોલ,
રાધા ગોરીને ચટકે ચઢીયલ રીસ કે ભોગળ ભીડીયારે લોલ.
ઝીણા ઝરમર વરસે મેઘ કે પ્રભુ ભિંજાય બારણેરે લોલ,
રાધા ગોરી ઉઘાડો જોડ કમાડ કે પ્રભુ ભિંજાય બારણેરે લોલ.
જાવ જાવ માનીતીને મહેલ કે અહીં શીદ આવીયારે લોલ,
જાશું જાશું માનીતીને મહેલ કે પછી થાશે ઓરતારે લોલ.
પ્રભુજીને આંગણે ઉંડી કૂઇ કે કંકર નાંખીયારે લોલ,
ધબકે ઉઘડયાં જોડ કમાડ કે પ્રભુની ગોતે નીસર્યાંરે લોલ.

કોઈ દેખાડે દીનાનાથ કે તેને આપું વધામણીરે લોલ,
કે આપું આપું હૈડા કેરો હાર કે માથા કેરી રાખડીરે લોલ.

---

૩

અબોલડા ભંગાવોજીરે, બાર બાર વર્ષના અબોલડારે.
ચૉરે તે બેઠા એ સસરાજી. અબોલડા૦
શેર સવા શેરની ખીચડીરે રાંધજો,
અચ્છેર નાંખજો મીઠું, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને ખીચડી રાંધી,
અચ્છેર નાખ્યું મીઠું, તોયે નાવલીઓ ખાઇ ગયોરે.
સાંગામાંચી બેઠાં એ સાસુજી. અબોલડા૦
સવારે ઉઠીને વહુ વાસીદુંરે વાળજો,
ટીલડી ચોઢશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને વાસીદાંરે વાળ્યાં,
ટીલડી ચોઢી નહિ, તોયે નાવલીઓ ના બોલ્યોરે.
ઘોડીલા ખેલાવતા એ દિયેરજીરે. અબોલડા૦
સવારે ઉઠીને વહુ પુંજારે વાળજો,
કાપડું પહેરશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને પુંજારે વાળ્યા,
કાપડું પહેર્યું નહિ, તોયે નાવલીઓ ના બોલ્યોરે.
બાળુડાં ધવરાવતાં એ ભાભીજી. અબોલડા૦
ખરે બપોરે વહુ પાણીડાંરે ભરજો,
મોજડી પહેરશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
ખરે બપોરે પાણીડાંરે ભર્યાં,

મોજડી પહેરી નહિ, ત્યારે નાવલીઓ બોલીઓરે.
ગોરી મારી મોજડી પહેરતાં જાઓ, નહિ તો રે તમો દાઝશોરે.

---

## સિદ્ધરાજ અને જશમા ઓડણ.

( રાગ પુનમ ચાંદનીનો. )

૪

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ,
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે.
તેણે લોકો કાજે વાવ કૂવા બંધાવીઆ રે,
મોટાં માન સરોવર દેવળ-ધર્મ વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે.
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક,
નાંખે ઓડણો મટોડાં માથે લઇ પણું રે,
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણે રે,
માટી લેતાં જશમા ઝુલાવે નિજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે.
સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરી રે.
" માટી વહેવાને આ કોમળ કાયા કરી નથી રે,
" પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ,
" બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે. "

જશમા કહે છે " રાજા કામ કરી ખાવું ગમે રે,
" મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
" મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદી રે."
" જશમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,
" મારા નગર તણો તું આવીને જો નોક,
" પાટણપુરની શોભા તુજને હું શું કહું કથી રે,"
" નગરે અંધારી શેરી, ને ઉંચી મેડીઓ રે,
" તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ,
" જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે."
" જશમા માણસ બહુ દેખીને શું ઘેલી બને રે,
" તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ,
" ન રુચે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદને રે."
" રાજા મેલાં મન માણુસનાં મેલાં શહેરનાં રે,
" મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ,
" મેલા ઝેર તણા જીવો તે જીવે ઝેરમાં રે."
" જશમા રાજાના દરબારો તેં દીઠા નથી રે,
" તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ,
" મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથી રે."
" રાજા જંગલ આગળ બાગ બગીચા ધૂળ છે રે,
" જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ,
" મારા જંગલની મોજે તો મોંઘે મૂલ છે રે."
" જશમા જંગલની વાતો તું આજ વિસારજે રે,
" મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર,
" ગાયન સુણવાને કાજે તું મહેલ પધારજે રે."
" રાજા નવ રીઝું સારંગી કેરા સૂરથી રે,

" મેના, મોર, બપૈયા ટવ્યા છે મુજ કાન,
" વાતો કોયલના ટૌકાની તો કહેતી નથી રે."
" ઓડણ આવો તો ઉતારૂં મેડી માળીએ રે,
" રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ,
" તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશું રે."
" મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
" મેડી માળે ચડતાં મુજને આવે ફેર,
" પડતાં પગ ભાગે ને કાયા થઇ જાય કુબડી રે."
" ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાં રે,
" ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર,
" તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાં રે."
" મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંસનાં રે,
" રાજા શું છે મારે હય હાથીનું કામ,
" દહીં ને દૂધ મઝેનાં મારે ભૂરી ભેંસનાં રે."
" ઓડણ માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે,
" હીરા માણેક મોતી સોનાના શૃંગાર,
" આવી કંચન વરણી કાયા પર શોભે ઘણાં રે."
" છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશે રે,
" નાંખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર,
" પહેરૂં ફૂલ તણી માળા તો પરણ્યો રીઝશે રે."
" જશમા કહે તું મુજને કેવો છે તારો પતિ રે,
" તારા જેવી સમજુ નારી જેને ઘેર,
" એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે."
" પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
" જેના મોળીઆમાં બહેકે છે બહુ ફૂલ,

" જેની કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતી રે."
" જેને કામ કરતાં એ ન્યાળે તારા ભણી રે,
" એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ,
" તારી બુઝ ન જાણે જશમા એ તારો ધણી રે."
" રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે,
" મારા પતિને મારો સંપૂરણ વિશ્વાસ,
" હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે."
" જશમા! રાણા ને રાજાને હું તાબે કરૂં રે,
" મોટા મહારથિ પણ ન આપે સામો બોલ,
" તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે,
" રાજા કાયા ને માયા પર બગ નૃપનું વસ્યું રે,
" પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંહ્ય,
" ભારે ભૂપ તણું પણ તે પર નવ ચાલે કશું રે."
" જશમા! દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
" આવાં દંપતીને પણ આખર હોય વિયોગ,
" મિથ્યા આ જગના સુખ માટે મન મુઝાય છે રે."
" રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશે રે,
" એવી અલ્પ જીન્દગી માણે આ સૌ લોક,
" રૂડી રહેણી સુખ પરલોકે પૂરણ આપશે રે."
" જશમા પહેલું કે આ બીજું પણિયત તાહરૂં રે?
" જોડણ દેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ!
" મારા મ્હેલ તણું સુખ ઝુંપડીએ આવી ઠર્યું રે."
" રાજા, આલોકે, પરલોકે, મારે એ પતિ રે,
" પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ,
" એના શત્રુનું હું મુખ કદી જોતી નથી રે."

એવું કહીને જશામા ટોપલી લઇ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઇ છે જશમાના પતિવ્રતની જેને ખાતરી રે.

૫

વ્હાલા વાત કરો ને રહો વેગળારે, મારાં રાંધણીઆં અભડાયરે,
ઘેલું શું બોલે ગોવાળીઆરે.
વ્હાલા રહો તો ઉતારા ઓરડારે, વ્હાલા ચાલો તો મેડીના,
મ્હોલરે—ઘેલું૦
વ્હાલા રહો તો દાતણ દાડમીરે, વ્હાલા ચાલો તો કાણેરી,
કામરે—ઘેલું૦
વ્હાલા રહો તો નાવણ કુંડીઉંરે, વ્હાલા ચાલો તો નદીઓનાં,
નીરરે—ઘેલું૦
વ્હાલા રહો તો ભોજન લાપશીરે, વ્હાલા ચાલો તો ઘેબરીઓ,
કંસારરે—ઘેલું૦
વ્હાલા રહો તો મુખવાસ એલચીરે, વ્હાલા ચાલો તો પાન;
પચાસરે—ઘેલું૦
વ્હાલા રહો તો પોઢણ ઢોલીઆરે, વ્હાલા ચાલો તો હિંડોળા;
ખાટરે—ઘેલું૦

૬

હો રંગરસીયા ક્યાં રમી આવ્યા રાત જો,
આંખલડી રાતી ને ઉજાગરો બહુ થયો;
આજ ગયા'તા સુથારીને હાટજો,
બાજઠડા વસાવતાં રે વ્હાણલાં વહી ગયાં—હો રંગ૦

આજ ગયા'તા મુંગીને હાટ જો,
ઘરચોળાં વસાવતાં રે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા મણીઆરીને હાટ જો,
જોડલડા વસાવતાં રે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા સોનીડાને હાટ જો,
ઝુમણુલાં વસાવતાંરે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા કંદોઇડાને હાટ જો,
સુખડીઓ વસાવતાં રે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦

---

## ૭

લવિંગ કેરી લાકડીએ રામે સીતા માર્યાં જો,
ફુલ કેરે દડુલીએ સીતાએ વેર વાળ્યાં જો.
રામ તમારે બોલડીએ હું પરઘેર બેસવા જઇશ જો,
તમે જશો જો પરઘેર બેસવા હું વાતુડો થઇશ જો—લવિંગ૦
રામ તમારે બોલડીએ હું પરઘેર દળવા જઇશ જો,
તમે જશો જો પરઘેર દળવા હું ઓરણીઓ થઇશ જો—લવિંગ૦
રામ તમારે બોલડીએ હું બળીને ઢગલી થઇશ જો,
તમે થશો જો બળીને ઢગલી હુંયે ભભૂતીઓ થઇશ જો—લવિંગ૦



## ૮

લાંબી લાંબી પરસાળે, કંઇ અરેલાં વેરાય જો;
રામ તમારે બોલડીએ, હું પરઘેર દળવા જઇશ જો;
તમે તે જાશો પરઘેર દળવા, હું ખુંટડી થઇશ જો—લાંબી૦
રામ તમારે બોલડીએ હું પરઘેર ખાંડવા જઇશ જો,
તમે તે જાશો પરઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો—લાંબી૦

રામ તમારે બોલડીએ હું જળમાં માછલી થઇશ જો,
તમે તે થાશો જળમાં માછલી, હું માછીડો થઇશ જો—સાંભી૦
રામ તમારે બોલડીએ હું આકાશ વીજળી થઇશ જો,
તમે તે થાશો આકાશ વીજળી, હું મેવલીઓ થઇશ જો—સાંભી૦

---

## સાવિત્રીનો ગરબો.

૯

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ. )

રૂડા અશ્વપતિ રાજાની લાડી દીકરીરે,
જેનું સતી શિરોમણી સાવિત્રી છે નામ;
જેણે સ્વામિને છોડાવ્યો યમના પાશથીરે,
જેણે સકળ જગતમાં અમર કીધું નામ;
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે. ૧
રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે,
તેનું શત્રુએ લઇ લીધું રાજ્યાસંન;
તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે ઝુંપડુંરે.
તેને સત્યવાન નામે લાડકડો તન;
કરતો માતપિતાની સેવા પૂરા પ્રેમથીરે. ૨
જેની કંચન વરણી કાયા વાણી મીઠડીરે,
મીઠા મહેરામણના જેવો ગુણ ગંભીર;
ઘરડાં અંધ પિતામાતાની જાણે લાકડીરે,
રે'તો માતપિતાની આજ્ઞાને આધીન;
તેની સાથે વરવા સાવિત્રીએ ધાર્યુંરે. ૩
ત્યારે નારદજી સાવિત્રીને બોલ્યા બેલડીરે,

તેની સાથે વરતાં થાશે મોટી હાણ્ય;
એનો આવરદા તો એક વરસ બાકી રહ્યોરે,
માટે ના કરતી તું વગર વિચાર્યું કામ;
બીજા રાજકુંવર રૂપાળાની સાથે વરોરે. ૪

ત્યારે સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર;
મ્હેં તો મનથી માન્યો તે પરમેશ્વર મારોરોરે,
મારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,
માટે એ વરની સાથે સગપણ મારૂં કરોરે. ૫
જોઇ આડગપણું પુત્રીનું રાજાએ પછીરે,
દીધું સત્યવાનની સાથે કન્યાદાન;
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે.
ત્યાગી અંબર જુનાં વસ્ત્ર કર્યાં પરિધાન;
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજીરે. ૬
જેણે કઠણ ભૂમિ પર પાય કદી દીધો નથીરે,
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ;
જેની કોમળ કાયા ફુલ શૈય્યાપર લોટતીરે,
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ,
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે. ૭

ત્યાં તો જળના રેલા સમ દિવસો જાતા હતારે,
બાળા નારદજીનાં વચનો કરતી યાદ;
મનમાં ભય ધરતી નવ કરતી કોને વારતારે,
મનથી ગોઠવતી શું કરવું તેના બાદ;
રજની દિવસ વિચારો એના એ મનમાં થતારે. ૮
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધીતણારે,

સતીયે તે સમયે ત્યાં અનજળ કીધું ત્યાગ;
જોડયું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણારે,
સોંપ્યું શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય;
મારી વ્હારે ચઢજો હે દીનબંધુ શામળારે ! ૯
જાણ્યું સાસુ સસરે વહુઅર સંકટ વેઠતીરે,
શાને માટે કરતી અન્ન ઉદકનો ત્યાગ;
શાણી શા માટે તું કારણ કૈં કહેતી નથીરે ?
કષ્ટે કરમાશે કોમળ આ ત્હારી કાય;
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે. ૧૦
દુખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરીરે,
આવ્યો સ્વામિ સ્વર્ગ સિધાવાકેરો દન;
આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે,
એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન;
સ્વામી સંગે રે'વા તૈયારી છાની કરીરે. ૧૧
ત્યાંતો સત્યવાન માબાપતણે ચરણે નમેરે,
કરમાં લૈ કોવાડો કાષ્ટ કાપવા જાય;
ત્યારે સાવિત્રી સ્વામિને છાની વીનવેરે,
આજે વન જોવાની મુજને ઇચ્છા થાય;
માટે સંગાથે લૈ જાઓ સ્વામી મુજનેરે. ૧૨
ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે,
ત્હારી કનકલતા સરખી કાન્તિ વિલાય;
વ્હાલી વગડામાં ઝાઝા કંટક ને કાંકરારે,
ત્હારી પંકજ સરખી પગ પાની છુંદાય,
માટે હઠ મેલી આલબેલી ઘરમાંહી રહોરે. ૧૩
સ્વામિ તવ સંગાથે જંગલ મંગલ લાગતુંરે,

ઘરમાં તમ વિણુ મુજને ઘરતી ખાવા ધાય;
હું તો પગલે પગલે પંથે તમ પૂઠે રહુંરે,
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય;
માટે સંગાથે લૈ જાઓ સ્વામિ મુજનેરે. ૧૪
નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો જૈને માતપિતાની પાસ;
આજ્ઞા આપે તો ચતુરા ચાલો મુજ સંગમાંરે,
વ્હાલી વડિલ જનોની આજ્ઞા નવ લોપાય;
લખિયું શાસ્ત્ર પુરાણે જાણો છો સરવે તમોરે. ૧૫
આજ્ઞા માગીને ચાલ્યાં આનંદે દંપતીરે,
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર;
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિન્તા અતિરે,
રાખે પળ પળ પોતે સ્વામિની સંભાળ;
મનમાં ધીરજને ધારે સંભારે શ્રીહરિરે. ૧૬
આવ્યાં ગાઢા વનમાં નરનારી એ સાથમાંરે,
વીણ્યાં ફૂલ અને ફળ ઇચ્છાની અનુસાર;
વળતી કોવાડો લીધો પોતાના હાથમાંરે,
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન તે વાર;
તેનો આવરદા તો તે સમયે પૂરો થયોરે. ૧૭
લાગ્યો થાક ઘણો ને અંગો લાગ્યાં ધ્રુજવારે,
આવ્યા તમ્મર ને રૂંધાયા તેના પ્રાણ;
મુકી કાષ્ટ કાપવાં આવ્યો સાવિત્રી કનેરે,
વ્હાલી ઓચિન્તી આવે છે તનમાં તાણ;
જાણી નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મનેરે. ૧૮
મારા નાથ તમારાં સંકટ હરજો શ્રીહરિરે,

તમને કુળદેવી વનદેવીની રક્ષાય;
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે,
ત્હારે આવીને વિશ્વેશ્વર કરશે સહાય;
એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે. ૧૯

ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે,
જેનાં વસ્ત્રતણો દિસે છે રાતો રંગ;
જેને માથે છે મુગટને કુંડળ કાનમાંરે,
દેખી સાવિત્રીની કાયે ઉપજ્યો કંપ;
તોપણ ધીરજને ધારી બોલી તે સુંદરીરે. ૨૦

કે' છે સાવિત્રી છો કોણ તમે સાચું કહોરે,
નક્કી લાગો મુજને દેવ તણા અવતાર;
આવ્યા શા માટે ને, શું કરવા મનમાં ચહોરે?
મારા મનમાં થાયે શંકા અપરમપાર,
એવું બોલી શીર નમાવી સાવિત્રી રહીરે. ૨૧

હું તો છું યમરાજા સાંભળ ઓ શાણી સતીરે,
આવ્યો છું તારા સ્વામિને લેવા કાજ;
એના આવરદાની અવધ હવે પૂરી થતીરે,
તારા સ્વામિ પરનો સ્નેહ હવે વિસાર;
નાંખી પાશ પકડીઓ સૂક્ષ્મ દેહ એવું કહીરે? ૨૨

દેખી બંધાએલો સ્વામિ કેરા દેહનેરે,
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત;
બાંધીને ક્યાં લૈ જાઓ છો મારા નાથનેરે,
એવું કહીને દીધો યમરાજાને સાદ;
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે. ૨૩

બોલ્યા ત્યાં યમરાજા સાંભળ હે શાણી સતીરે,
જા તું પાછી તારા આશ્રમમાં આવાર;
ત્હારા સ્વામિની કર અંતક્રિયા વિધિએ કરીરે,
જેથી થાયે એના જીવ તણો ઉદ્ધાર;
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશું એ નથીરે. ૨૪
બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે,
મારા નાથ વિના હું નહિ પાછી ફરનાર;
જ્યાં લે જાશો ત્યાં આવું પણ સંગ તજું નહિરે,
સ્વામિ વિના છે સુનો સઘળો સંસાર;
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલું રે. ૨૫
પુછું યમરાજા હું ઉત્તર આપો મુજનેરે,
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય;
પણ જો બાંધીને લે જાશો મારા નાથનેરે,
મારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય;
તેનો ઉત્તર આપીને વળની ડગલું ભરોરે. ૨૬
શાણી અમૃત સરખી વાણી તારી સાંભળીરે,
મારા અંતર માંહી ઉપજે છે અનુરાગ;
તારી ઇચ્છામાં આવે એવું ઓ સુંદરીરે,
તારા સ્વામિના જીવિત વિણ બીજું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે. ૨૮
મારા સસરા છે ઘરડા ને આંખે આંધળારે,
તેની રત્ન સમી બે આંખો સારી થાય;
આવે તેજ સુરજના સરખું બન્ને આંખમાંરે,
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૨૮

તારા સસરાની આંખો નારી સારી થશેરે,
વધશે સૂરજના સરખું આંખોનું નૂર;
તેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશેરે,
માટે જા પાછી પુત્રી આવી બહુ દૂર;
ઝાઝું ચાલ્યાથી આ શાણી શ્રમ તુજને થશેરે. ૨૯
બોલી સાવિત્રી કરજોડી યમરાજા સુણોરે,
મારે વસવું જોઇએ સદાય સ્વામિ પાસ:
મુજને શ્રમ નવ લાગે સ્વામિ સંગે આવતાંરે,
સ્વામિથી દૂર વસતાં તનમાં પ્રકટે ત્રાસ;
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધિક્ક છેરે. ૩૦
તમને જોતાં યમરાજા શ્રદ્ધા મુજને થતીરે,
મ્હારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય;
શાણાઓ કે'છે કરવી સજ્જની સંગતિરે,
તે તો પૂર્વ જન્મનાં પુણ્યેથી બંધાય;
સજ્જનની સંગતનું ફળ મિથ્યા જાતું નથીરે. ૩૧
પુત્રી વાણી તારી અમૃત સરખી લાગતીરે,
મારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ;
તારા સ્વામિના જીવિત વિના બીજું ફરીરે,
મારી પાસેથી પુત્રી મનગમતું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે. ૩૨
મારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે,
તેથી કીધો છે વનમાંહે આવી વાસ;
તેનું રાજ્ય ગએલું સરવે પાછું સાંપડેરે,
નિત્યે ધર્મ રહે અંતરમાં પૂરી વાસ;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૩૩

પુત્રી સસરા તારા રાજ્ય ગયેલું પામશેરે,
મળશે મનગમતા વૈભવ ઓ શાણી નાર;
તેની ધર્મ વિષે દૃઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે,
પાછી વિચાર હવે પુત્રી નવ કરતી વાર;
તારી દેહે દુઃખ થશે ઓ ગુણવંતી સતીરે. ૩૪
મારા દુઃખ વિષે બાકી શી? યમરાજા કહોરે,
મારી નજરે બધાયેલા દેખું નાથ;
મારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે,
સુખમાં દુઃખમાં પણ રે'વું સ્વામિની સાથ;
મારે સ્વર્ગ તણાં સુખ શું કરવાં સ્વામિ વિનારે. ૩૫
રાખો સકળ જગતને નિયમ મહિં નિત્યે તમેરે,
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ;
રાજા રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમેરે,
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય;
શરણે આવેલાનું સંરક્ષણ કરતા તમેરે. ૩૬
શાણી વચનો તારાં અંતર મારૂં ઠારતાંરે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય;
પુત્રી ના શરમાતી મારી પાસે માગતાંરે,
બીજું તારા સ્વામિના જીવિત સિવાય;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે. ૩૭
મારા તાત તણું ઘર પુત્ર વિના સૂનું દિસેરે,
તેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય;
તેના વંશ તણી આ વિશ્વવિષે કીર્તિ વધેરે,
મારાં માતપિતાનાં સંકટ સરવે જાય;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૩૮

તારા તાત–તણે ઘેર ગુણિયલ સો પુત્રો થશેરે,
ચારે દશે દિશામાં વંશ તણો વિસ્તાર;
તારાં માતપિતાનાં સંકટ સર્વ ટળી જશેરે,
તુજને આપ્યું તારી ઇચ્છાની અનુસાર,
આવી દૂર ઘણે પુત્રી જા તું પાછી હવેરે. ૩૯

મારા સ્વામિની સંગે છું તો ક્યાં દૂર છુંરે,
મારૂં મન દોડે છે એથી પણ બહુ દૂર;
સ્વામિ સંગે રે'વું એ ભૂષણ સતીઓતણુંરે,
ત્યાગી કાયાને છાયા ક્યાં જાયે દૂર;
સ્વામિના વિરહે સતીઓનું જીવ્યું દોહલુંરે. ૪૦

રાખે પૂર્ણ ભરોંસો સજ્જનનો જગના જનોરે,
વિનતિ કરતા સજ્જનનો રાખી વિશ્વાસ;
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે,
આવે નહિ સૂરજમાં અંધારાનો ભાસ,
સજ્જનની સજ્જનતા કદિયે પલટાતી નથીરે. ૪૧

તારાં વચનો વાણી અમૃતથી પણ મીઠડાંરે,
મુજને તે સાંભળતાં આવે પ્રેમ અથાગ;
મારી પાસેથી વરદાનો તારા હિતનાંરે,
તારા સ્વામિના જીવિત વિણ બીજાં માગ;
તારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે. ૪૨

મુજને આપો તો યમરાજા માગું એટલુંરે,
મારા સ્વામિથી સો પુત્રો મુજને થાય;
મારા કુળનું આ જગમાંહી માન વધે ઘણુંરે,
મ્હારી વડિલ જનોના ચરણે પ્રીતિ થાય;
એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે. ૪૩

તુજને તેજસ્વી સો પુત્રો ઓ બાળા થશેરે,
તારા કુળનું ઝાઝું વધશે જગમાં નામ;
તારી વડિલ જનોના ચરણે પ્રીતિ વાધશેરે,
માટે જા પાછી ઘેર તું થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે. ૪૪

બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતિરે,
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો: આવાર;
મોટા માણુસનાં વચનો મિથ્યા જાતાં નથીરે,
બોલ્યું અણબોલ્યું મોટા જનનું નવ થાય;
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે. ૪૫

થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે,
તે તો કેમ કરીને સત્ય થશે મહારાજ;
બાંધીને લૈ જાવા ધારો છો મુજ નાથનેરે,
પળશે કેમ કરીને વચન તમારૂં આજ,
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૪૬

પુત્રી ધન્ય તને સાચો છે નિશ્ચય તાહરોરે,
બાળા તેં મુજને વચને બાંધ્યો આવાર;
આજે નિશ્ચયના બળથી તેં વશ મુજને કર્યોરે,
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર;
પામ્યો વરસ ચારસોનું આયુષ્ય તારો પતિરે. ૪૭

મારાં સૌ વરદાનો ફળશે તુજને હે સતીરે,
જગમાં ઘરઘર નરનારી ગુણ તારા ગાય;
પામી સુખ જગતમાં અંતે થાશે સદ્ગતિરે,
એવું કહીને અંતર્ધાન થયા યમરાય;
વાગ્યાં દેવ દુંદુભિ પુષ્પ તણી વૃષ્ટિ થઇરે. ૪૮

વળતી આવ્યાં આશ્રમમાં સંગાથે દંપતીરે,
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય;
સહુને વીતકની વાતો વિસ્તારી કહીરે,
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય;
આપે અંતરની આશિષો સૌ નરનારનેરે. ૪૯

સરવે વરદાનો યમરાજાનાં સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ;
અંતે શ્રીહરિને શરણે વસીને સુખિયાં થયાંરે,
બોલો જય જય કહે છે વિપ્ર બુલાખીરામ;
ગાતાં શીખતાં સરવે સદ્દવર્તનશાળી થજોરે. ૫૦



## ૧૦

બાર બાર વરસે નાવણી ખોદાવી, નાવણીયાં નીર ના આવ્યાં જીરે.
તેડાવો જાણુતલ તેડાવો જોશીઓ, જોશીડા જોશ જોવરાવો જીરે.
જાણુતલ જોશીએ એમ કહી દીધું દીકરો ને વહુ પધરાવો જીરે,
ઘોડલા ખેલવતા વિશ્રામ કુંવર હો દાદોજી બોલાવે જીરે;
શુંરે પૂછો મારી સમરથ માતા, દાદો શા માટે બોલાવે જીરે,
જાણુતલ જોશીએ એમ કહી દીધું દીકરો ને વહુ પધરાવો જીરે.
પારકી જણીને જઇને પૂછો બેટલડો ધવરાવે જીરે,
શુંરે કહો મારી સમરથ સાસુ, શા માટે બોલાવો જીરે;
જાણુતલ જોશીએ એમ કહી દીધું દીકરો ને વહુ પધરાવો જીરે.
એમાં તે શું મારી સમરથ સાસુ મોળીયું ને ચુંદડી મંગાવો જીરે,
કૂવાને કાંઠે ખાટલો ઢળાવો ઢોલડીયા પધરાવો જીરે;

પહેલે પગથીએ જઇ પગ દીધો પાતાળ પાણી ઝળક્યાં જીરે,
બીજે પગથીએ જઇ પગ દીધો ઘુંટણ સમાં નીર આવ્યાં જીરે.
ત્રીજે પગથીએ જઇ પગ દીધો કેડ સમાં નીર આવ્યાં જીરે.
ચોથે પગથીએ જઇ પગ દીધો પેઢા સમાં નીર આવ્યાં જીરે,
પાંચમે પગથીએ જઇ પગ દીધો છાતી સમાં નીર આવ્યાં જીરે;
છઠ્ઠે પગથીએ જઇ પગ દીધો માથા સમાં નીર આવ્યાં જીરે.

---

## સીતાની કાંચળીનો ગરબો.

### ૧૧

(પરમેશ્વરીને પાએ પડી હો બહુચરી, કહું કળીજુગનાં કર્મ. એ રાગ)
કૈકૈ ક્રોધમાં બોલીયાં હો બહુચરી, રામલક્ષ્મણ વન જાય. ૧
પંચવટીમાં રામ વસીયા હો બહુચરી, સીતાએ રોપ્યાં વૃક્ષ;
અમરો ને ડમરો રોપીઓ હો બહુચરી, રોપ્યાં છે દાડમ દ્રાક્ષ. ૨
રાજા રાવણનો મૃગલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય.
ચરતાં સીતાએ ભાળીયો હો બહુચરી, કાંચળડી સીવડાવ. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી, ચામડામાં શો સાર,
નહીં કાકાના કુટુંબમાં હો બહુચરી, નહીં મામાને મોસાળ. ૪
નહી મહીયરમાં બંધવો હો બહુચરી, કોને ચડાવું પહાડ;
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ રામ સાંભળ્યાં હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;
પહેલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી, જઇ પડ્યું દરીયા સાથ. ૬
બીજે તે બાણે મૃગ મારીયો હો બહુચરી, ધાજો હો લક્ષ્મણ વીર;
સીતા કહે જાઓ દીયર હો બહુચરી, હરયા તમારા વીર. ૭

વેશી સીતા વેશું ન ઓળખીયે હો બહુચરી, રામ હસ્યા કેમ જાય;
આણુ આપી છે શ્રી રામની હો બહુચરી, લક્ષ્મણ વાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભિક્ષા દો સીતામાય;
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભિક્ષા આપી નવ જાય. ૯
એક પગ મુકો આણુમાં હો બહુચરી, બીજો તે આણો બહાર;
ખાંધે મુકીને રાવણ ચાલીયો હો બહુચરી, હરી છે સીતા નાર. ૧૦
મૃગ મારીને રામ લાવીયા હો બહુચરી, નાંખ્યો મઢીની બહાર;
સુનાં દીસે મંદિર માળિયાં હો બહુચરી, કયાં ગઇ સીતા નાર. ૧૧
રામ રૂવે લક્ષ્મણ રીઝવે હો બહુચરી, વેના ન રોશો રામ;
સીતા સરીખી પરણાવશું હો બહુચરી, સીતા ધરાવીશું નામ. ૧૨
જળજળ કમળ ના નિપજે હો બહુચરી, વનવન અગર ના હોય;
ઘેરઘેર સીતા ના નિપજે હો બહુચરી. મંખવ વીચારી જોય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી, કોઇ છે બળીયો જોધ;
બીડું ઝીને હનુમાનજતિ હો બહુચરી, લાવું સીતાની શોધ. ૧૪
ઠામ થેકીને ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર;
જોયાં ચોરાશી ચાટડાં હો બહુચરી, જોઇ જોઇ તે બાવન બજાર. ૧૫
જોયાં મંદિર જોયાં માળિયાં હો બહુચરી, જોયું રાવણનું રાજ;
ક્યાંયે સીતાજી દીઠાં નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીયારી તને વીનવું હો બહુચરી, કયાં છે સીતા માય;
અશોકવાડીનાં ઝુંડમાં હો બહુચરી, ભાગીશ જો ત્યાં જાય. ૧૭
ત્યાં થકી હનુમંત થેકીયો હો બહુચરી, આંબાપાલવને ડાળ;
નાંખી મુદ્રિકા ત્યાં થકી હો બહુચરી, સીતાના ખોળા મોઝાર. ૧૮
આવે મુદ્રિકા આશ રામની હો બહુચરી, કયાંથી લાવ્યો હનુમાન;
કોણે તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આપ્યાં એંધાણ. ૧૯

સમે તે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષ્મણે આપ્યાં એંધાણ;
ભાળ લેવા હું આવીયો હો બહુચરી, પંચવટીથી પ્રમાણ. ૨૦
તરસ્યો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી, ઠંડાં તે નીર પીજા;
ભુખ્યો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી, પડયાંજ વનફળ ખા. ૨૧
ઝીંઝોરે ને ઝપાટે હો બહુચરી, ખંખેરે ને વીણી ખાય;
માળી તે આવ્યો માથું ચુંથતો હો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીયો હો બહુચરી, મારો અગીને બાણ;
મારજો લોઢા ને લાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ. ૨૩
કુંભકરણે બાથા બીડીયાં હો બહુચરી, માર્યાં અગીને બાણ;
ઇંદ્રજીતે બાથા બીડીયા હો બહુચરી, વાળવાને કચ્ચર ઘાણ. ૨૪
નહી મરૂં લોઢે કે લાકડે હો બહુચરી, નહી મરૂં એરણને ઘાણ;
સાચું તે બોલ ભાઇ સાવજા હો બહુચરી, શાથી તજે તું પ્રાણ. ૨૫
બધી લંકાનાં ગોદડાં હો બહુચરી, સહસ્ર ધાણીનું તેલ;
મારે તે પુંછડે બાંધજો હો બહુચરી, અગની તે તેમાં મેલ. ૨૬
મોત વાંદરનું તે થકી હો બહુચરી, ચેતજે મનમાં જડ;
ત્યાં થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જઇ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાશી ચૌટડાં હો બહુચરી, બાળ્યાં તે બાવન બજાર;
રાખ્યાં વિભિષણ ખોલડાં હો બહુચરી, આસોપાલવ એક ડાળ. ૨૮
લંકા બળે સુવર્ણની હો બહુચરી, હનુમાનને હસવું ન માય;
જુના તે ગઢને ગાંદરે હો બહુચરી, નાગર નરસઇયો ગાય. ૨૯

---

૧૨

મોર બોલે ને ઢેલડીઓ જંપે,
તને શેના રહ્યા છે કોડ, એકદમ બોલોને ઢેલડી ગોરાંદે;
મારા પગ પ્રમાણે સોનાં સાંકળાં,

મારી કાંબીએ રત્ન જડાવ, એકદમ૦ મોર૦ તને૦
મારા હાથ પ્રમાણે લાવ ચુડીલા,
મારી કંકણીએ રત્ન જડાવ, એકદમ૦ મોર૦ તને૦
મારા કોટ પ્રમાણે લાવ તુશીઓ,
મારી હાંસડીએ રત્ન જડાવ, એકદમ૦ મોર૦ તને૦

---

## અંબાજીનો ગરબો.

### ૧૩

( ગોરમાના ગરબાનો રાગ. )

શ્રી ગણપતિને લાગી પાય કે, ગાઉં ગરબો અંબા તણોરે લોલ,
આરાસુરમાં બેઠી માત કે મહિમા અતિ ઘણોરે લોલ. ૧
માને પારે આવે લોક કે દૂર બહુ દેશથીરે લોલ;
આવે બાળ જોબન ને વૃદ્ધ કે અતિ ઘણા હેતથીરે લોલ. ૨
માજી દિવસમાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતાંરે લોલ;
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝૂલ છેરે લોલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમૂલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માત કે સહુ આયુધ ધરીરે લોલ;
કોટી સુરજ ઝાંખા થાય કે, લલાટે આડ કરીરે લોલ. ૫
માને શોભીતા શણગાર કે, શોભા શી કહુંરે લોલ;
માનો શેષ ન પામે પાર કે, હું તે શું લહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે, શોભે અતિ ઘણોરે લોલ;
માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭

હીરા રત્નતણી કંકણીઓ કે ચુનીઓ ચળક બણીરે લોલ;
સાચા મોતીના ગજુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮
માને કાને ફૂલફૂલ કે નાકે વાળી શોભતીરે લોલ;
માને સેંથો પુર્યો સિંદુરે કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળીએ વેઢ કે હાથે પોંચી જળહળેરે લોલ;
પગે કડલાં કાંબી ને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળી ને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માના ચોક વચ્ચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જ્યોત કે જોઇ રવિ થોભીયોરે લોલ;
માનું તેજ જોઇ મનમાંહે કે હું તો લોભીયોરે લોલ. ૧૨
માના દરશનથી દુખ જાય કે પાપ સહુ પરજળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે જોઇ મનડું ચળેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ;
તેમાં જે કોઇ જઇને નાહે કે તેનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ;
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણન કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલા ને ઓરડા કે અતિ ઘણી ઓપતીરે લોલ;
માને સનમુખ છે એક વાવ કે સુંદિર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ કે રમણીય બાગ છેરે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરનર મુનિજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નિશદિન સનમુખ ભક્ત કે ઉભા સ્તુતિ કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કો ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ;
કોટી ભવનાં પાપો જાય કે ભવસાગર તરેરે લોલ. ૧૯

આજી સેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;
આજી દીન સેવકની વિનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
આજી ગુણ ગાવા નિશદિન કે બુદ્ધિ આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વાણી કે શરણે રાખજોરે લોલ. ૨૧

૧૪

આભમાં ઝીણી ઝબુકે વીજળીરે, ઝીણા ઝરમર વરસે મેઘ,
ગુલાબી કેમ કરી જાશો ચાકરી રે,
તમને વ્હાલી સરકારની ચાકરી રે, અમને વ્હાલો તમારો જીવ,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરી રે,
બિંજાય ઘોડી ને બિંજાય ઘોડલારે, બિંજાય ઘોડાનો બેસતલ સુબો,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરીરે. આભમાં૦
બિંજાય હાથી ને બિંજાય હાથણીરે, બિંજાય હાથીનો બેસતલ સુબો,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરીરે. આભમાં૦

## કાળીકાનો ગરબો.

૧૫

જુગદેવી જશ ગાઉં છું, મહાકાળીરે,
જીહાએ વસજો માત, પાવાવાળીરે. પાવા. ૧
સેવક જાણી તાહરો મા, શીર ઉપર ધરજો હાથ. પાવા. ૨
હોંશ હૈયામાં ઘણી છે મા, ગુણ ગાવાનું છે માંન. પાવા. ૩
દયા કરો તમ દાસને મા, તેથી ઉપજે બુદ્ધિ બળવંત. પાવા. ૪
ગુણ ગંભીર છે તાહરા મા, કહેતાં નવ આવે પાર. પાવા. ૫

બાળક બુદ્ધિ શું કરૂં મા, જો હોય તારો આધાર. પાવા. ૬
નવતેરી નગરી વિશે મા, ચંપાવતી ચતુરસુજાણ. પાવા. ૭
રામ સરીખું રાજ છે મા, માંહી વસે અઢારે વર્ણ. પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતિ ઘણી મા, નિર્મળ છે જેનું મંન. પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દંન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા, નારીનાં નવલાં ચીર. પાવા. ૧૧
ગુણવંતી ગરબે ગઇ મા, રાખીને મનશું ધીર. પાવા. ૧૨
તાળીની ઝડીઓ પડે મા, ત્યાં શોભા નૌતમ થાય. પાવા. ૧૩
કોકીલ શબ્દ સોહામણા મા, નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા, વિજળીના સરખું રૂપ. પાવા. ૧૫
સુરજ સરખાં શોભતાં મા, માએ રૂપ ધર્યું અદ્ભુત. પાવા. ૧૬
રાણીઓ સૌ ઝાંખી પડી મા, ભાળી તેજતણો અંબાર. પાવા. ૧૭
સરવે મનમાં ચિંતતી મા, આ કોણ નવેલી નારી. પાવા. ૧૮
રૂપ સ્વરૂપે આગળી મા, જેની કંચન વરણી કાય. પાવા. ૧૯
મધ્યરાત્રે રાણીઓ પરવરી મા, જઇ વિનવીયો રાય. પાવા. ૨૦
રાણીઓ રાય આગળ કહે મા, તમે સુણજો પાણીયાર. પાવા. ૨૧
એક રામા સુંદર આવતી મા, જ્યાં બાવનમું બજાર. પાવા. ૨૨
બત્રીસ લક્ષણ આગળી મા, તેતો પદ્મિણીનો અવતાર. પાવા. ૨૩
તેને જોઇ ત્રિભોવન મોહી રહે મા, તે આગળ નહિ કો નાર. પાવા. ૨૪
રાજાને નારી ગમી મા, વળી સુરજ થયો પ્રકાશ. પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા, મનકામાં મોટી હામ. પાવા. ૨૬
વળી રાત પડી દિન આથમ્યો મા, ચોઘડીયાં વાગે બ્હાર. પાવા. ૨૭
ઘેર ઘેરથી સઉ કો નીસર્યાં મા, ગરબે ગાવા સઉ નાર. પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યાં માત. પાવા. ૨૯
ત્યાં રાણીએ દાસી મોકલી મા, રાય આગળ કહી જ વાત. પાવા. ૩૦

ત્યાંથી પતાઇ રાવળ ઉઠીયો મા, જોવાને નવલી નાર. પાવા. ૩૧
આવી નિરખી નયણો ભરી મા, વિરહ વ્યાપ્યો આખે અંગ. પાવા. ૩૨
નખ શીખ સુધી નીરખીયાં મા, મુરછામાં પડીઓ રાય. પાવા. ૩૩
રાજા રંગે મોહી રહ્યો મા, નારીશું લાગ્યો નેહ. પાવા. ૩૪
રમવા રજની વહી ગઇ મા, સઉ વળ્યાં પોતાને ઘેર. પાવા. ૩૫
ત્યારે માતા ચાલ્યાં એકલાં મા, પતઇએ જાણી પેર. પાવા. ૩૬
પાપી પુંઠે પરવર્યો મા, માતાનો ઝાલ્યો હાથ. પાવા. ૩૭
માગ માગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યાં માત. પાવા. ૩૮
તારૂં રૂપ વસ્યું હૈયા વિશે મા, હું રાખીશ મારે ઘેર. પાવા. ૩૯
ત્યાં મેહેલ ચણાતું માણેકના મા, તેની કોઇ ન જાણે પેર. પાવા. ૪૦
મારે મોહોલે રાણીઓ અતિ ઘણી મા, તેમાં પટરાણી આપ. પાવા. ૪૧
ખાઓ પીઓ ખુશી રહો મા, રૂડી રાજ સરીખી રીત. પાવા. ૪૨
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટયું રાજા પાપ. પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમૂળથી મા, આવી મળશે તારો કાળ. પાવા. ૪૪
ચેત ચેત તું અભાગીયા મા, ત્યાં રોપ્યો છે રણસ્થંભ. પાવા. ૪૫
ઘોડ ચલાવી પાધરી મા, ભુઢીયો દરવાજો બંધ. પાવા. ૪૬
પોળીએ જઇને પૂછીયું મા, શું ભર્યું છે માંહી રસાળ. પાવા. ૪૭
ત્યારે દરવાને છુરી મારીને મા, નિકળ્યા મોગલ સૌ બ્હાર. પાવા. ૪૮
નાસીને સેવક સંચર્યો મા, જઇ પતઇને કહી પેર. પાવા. ૪૯
જુધ મચ્યું મહા જોરથી મા, ત્યાં થઇ રહ્યો ઉતપાત. પાવા. ૫૦
ત્યારે એવું દળ સઘળું રહ્યું મા, તે જુદ્ધ થયું છે વરસ બાર. પાવા. ૫૧
લેઇ લશ્કર આગળ થયો મા, પછી ભોળનીઓ ચંડાળ. પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા, ત્યાં વરત્યો હાહાકાર. પાવા. ૫૩
ત્યારે પતાઇ રાવળનું પત ગયું મા, ત્યાં જાણી જુગમાં વાત. પાવા. ૫૪
ત્યારે પતઇ મનમાં સમજીઓ મા, મુજ ઉપર કોપ્યાં માત. પાવા. ૫૫

હસ્તરતો રાજા મળ્યો મા, કરજોડી લાગ્યો પાય. પાવા. ૫૬
મુજ ઉપર માતા મેહેર કરો મા, દળ સઘળું પાછું જાય. પાવા. ૫૭
મહાકાળી મનમાં એમ ધરે મા, સુખને આપું સુખ. પાવા. ૫૮
મા તું અનામી રાજીઓ મા, પતઈનું ટાળ્યું દુખ. પાવા. ૫૯
જે ગાય શીખે ને સાંભળે મા, તેની માતા પુરે આશ. પાવા. ૬૦
મા તું ગુણવંતી કાળિકા મા, ગુણ ગાય છે ગોકળદાસ. પાવા. ૬૧



## મહાકાળીનો ગરબો.

૧૬

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળિકારે લોલ.
મા તારે ડુંગરડે ચડવું કે, અતિ ઘણું દોહ્યલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણન શું કઈરે લોલ,
વિશ્વાસે તપ કરવા બેઠા કે, કેવળ મુનિ થયારે લોલ.

આવું રૂડું ચોડું ચાંપાનેર કે, ચૌટાં ચોક હતાંરે લોલ,
ત્યાં કાંઇ ગાતાતાં ગરબા કે, માજી આવીયારે લોલ.
રાજાએ ઝેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાંરે લોલ,
મગ માગ ઘોડાની ઘોડાર કે, હાથી ઝૂલતારે લોલ.

માગ માગ કુટુંબ કુશળક્ષેમ કે, જંજાળ અતિ ઘણીરે લોલ;
માગ માગ દક્ષિણ સરખો દેશ કે, ભિક્ષા અતિ ઘણીરે લોલ.

માગ માગ ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણાંરે લોલ;
માગ માગ નવેખંડનાં રાજ્ય કે, ચાંદો સુરજ તપેરે લોલ.

માગું માગું એટલું હું વરદાન કે, મારે મોહોલે પધારીએરે લોલ;
કૈટ કૈટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ.

આજથી છઠ્ઠે છ ને માસે કે, મૂળ તારૂં જશેરે લોલ;
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ધરી રહ્યોરે લોલ.
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ;
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયુંરે લોલ.
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાણી નવ નિસર્યુંરે લોલ;
મુગલે ખોદાવીયું તળાવ કે, જળ દુધે ભર્યુંરે લોલ.
માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ.



૬૭

મેંદી મેંદી શું કરોને મેંદી મોટાં ઝાડ,
એક ડાળું હલાવીએ તો ડાળાં હાલે ચાર. સહીયર મેંદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યું જે વાસીદાં વાળી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે કચરો વેરી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યું જે પાણીડાં ભરી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે બેડાં ફોડી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યું જે, રાંધણાં રાંધી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે કલેડાં ફોડી મેલ. સહીયર.

---

૬૮

હાંહાંરે કે ચોરા છોબનિયા, હાંહાંરે કે બેઠક મોટાની;
હાંહાંરે ક્યા ભાઇ બેઠા છે, હાંહાંરે જીવણભાઇ બેઠા છે,
હાંહાંરે મોડાતી પાન આપે, હાંહાંરે કે આપતાં વાર લાગી;
હાંહાંરે કે સોટીઓ સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ માર્યા,
હાંહાંરે કે ઢીકા નવ માર્યા, હાંહાંરે કે સાહેબા શા માટે.

હાંહાંરે કે વાંક નથી મારો, હાંહાંરે કે વાંક છે નણદીનો;
હાંહાંરે કે તેણે મને મરાવી.

---

૧૯

અચકો મચકો કારેલી,
તમને સુમન વહુ ગોરાં ગમશે લાલ, અચકો મચકો કારેલી.
અમને સુમન વહુ ગોરાં ગમશે રાજ. અચકો.
એ ઠીંગણીને શું કરશો રાજ. અચકો.
એ ઠીંગણી કામણગારી રાજ. અચકો.
એને ઉંચી મેડીએ બેસારશું રાજ. અચકો.
એને ટોપલો ઘરાણું ઘાલશું રાજ. અચકો.

---

## બહુચરાજીનો ગરબો.

૨૦

બરદાળી બહુચર માત, જોવાને જઇએ. ટેક
જોવા જઇએ સુખિયાં થઇએ, આરાસુરમાં રહીયે રે;
આપ આપણા મનની વિનતી, જઇ બહુચરને કહીએ. જોવાને. ૧
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢ મહાકાળીરે;
દક્ષિણમાં તુલજા ભવાની, ચુંવાળ બહુચર બાળી. જોવાને. ૨.
માને પારે હવન થાય ને, ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનિની મંગળ ગાય. જોવાને. ૩
માને પારે જે કોઇ આવે, તેની પુરે આશરે;
કરજોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવાને. ૪

---

૨૧

ગિરધારીરે વાલમ વાત વિચારો, મનમોહન આંખ ન મારો;
મનમોહનરે મૂકો મારગ મા'વા, કેમ રોકો જમુનાં જાવા. ટેક.

રસિયાજીરે પ્રીત તમારી જાણી, મારી ભાગશે દહીની દોણી;
કહું વિઠ્ઠલરે રહેજે અમથી અળગો, શીદ રસ્તે જાતાં વળગો.

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીત ન જાણોરે;
હું જાણું જદુવીર શાણોરે, કહું કેશવરે મુકો કાવાદાવા.
કેમ રોકો જમુનાં જાવા. ૧

નહી આપું દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;
મૂકો પાલવ ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તારી.

ઝુલ.

મૂકો મહી મારાં ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરિ હાણ હસંતાં થાશેરે, પ્રભુ અમશુંરે ફંદ કરો કેમ આવા.
કેમ રોકો જમુનાં જાવા. ૨

હરિ જાય છેરે સાથ સૈયરનો મારો મેં જાણ્યો તુને ધુતારો;
નહી સરશેરે અરથ હરિવર અમશું કહું છું મોહન સાચું તમશું;

ઝુલ.

નવ કરો નયનનો ચાળોરે, અમો દઇશું જદુવીર ગાળોરે;
લજવાશો કામણગારારે, શામળીઆરે શીખ કહું સમજાવા;
કેમ રોકો જમુનાં જાવા. ૩

નવ અડશોમને અલબેલા, કહું વચન તો પડશો વીલા;
મુખ પક્કડરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે.

ઝુલણ.

મુકો હાર હૈયેથી તુટેરે, મારી ચોળીની કસ વછુટેરે;
વળી મહીનું ગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામી બનો કેમ આવા,
કેમ રેકો જુમનાં જાવા. ૪

---

## ૨૨

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન,
વાહાણાનો વહવાડ વટે છે, રવિ ઉગમતે ભાણુ. તા. ૧
ન્હોવરાવો તે બીજી નારી, ખરૂં લોઢું આરસપહાણુ. તા. ૨
વૃંદાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન, તા. ૩
બાઇ મિરાં કહે પ્રભુ ગીરધર નાગર, વાળ્યાં અમારાં વાન. તા. ૪

---

## ૨૩

કાન માગ્યો દો, જસોદાજી કાન માગ્યો દો; ટેક.
આજની રજની રંગભેર રમતાં;
પ્રભાતે પાછો લો. જસોદાજી. ૧
કહાં કાંબી ને અણુવટ વિંછુવા,
હાર હૈયાનો લો. જસોદાજી ૨
હસ્તિ ઘોડા ને માલ ખજાના;
વહેલી સઘુતી લો. જસોદાજી. ૩
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર,
ચરણ કમળ ચિત્ત લો. જસોદાજી. ૪

---

૨૪

લીધું રે લટકે, મારૂં મન લીધું રે લટકે, ટેક.
વૃંદાવનમાં વેણુ વગાડે,
વાંસ તણે કટકે, મારૂં મન લીધુંરે લટકે. મારૂં. ૧
આતર ભંગ કર્યાં ગીરધારી;
અમને માર્યાં છે ઝટકે. મારૂં. ૨
પાટ પીતાંબર હરિએ પહેર્યાં;
મોડી હુંતો પીળુડે પટકે. મારૂં. ૩
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ;
ચરણ કમળ ચિત્ત અટકે. મારૂં. ૪

---

૨૫

મહી ઢળશે મારૂં, મોહનલાલ મહી ઢળશે મારૂં; મો. ૧
લાખ એ લાખનું માટ નંદાશે, શોભિતું સારૂં, મો. ૨
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂ. મો. ૩
કુલ પંક તેની ચોસર ગુંથે, લોક બોલે મારૂં. મો. ૪
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ વારૂ. મો. ૫

---

## ગોરમાનો ગરબો.

૨૬

ગોરમા અણુપત લાગું પાય કે વિધાતાને વીનવુંરે લોલ;
ગોરમા ઘરઢેલને ભરથાર કે, આપ્યો શું મનેરે લોલ.
ગોરમા પીઠ પડયો અવતાર કે, શું કહું તનેરે લોલ;
ગોરમા ઋણુસંબંધી મુજ તાત કે, મા મારી માપણીરે લોલ.

ગોરમા સંસાર કીધો ઝેર કે, સેજે થઇ સાપણીરે લોલ;
ગોરમા હું છું નાનું બાળ કે, પીઉ મારો બુઢીયોરે લોલ.
ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ એ બુઢીઓરે લોલ;
ગોરમા હું થઇ જોબનવંતી કે પીઉ ઘરડો થયોરે લોલ.
ગોરમા હું કરૂં કોકીલ શબ્દ કે પીઉ તો સુઇ રહ્યારે લોલ;
ગોરમા મને થયાં *વરસ સોળ કે પીઉને એંસી થયાંરે લોલ.
ગોરમા દીઠે જાણું જક્ષ કે બુધ સઘળી ગઇરે લોલ.
ગોરમા શિયાળાની રાત કે, ઠંડી અતિ ઘણીરે લોલ;
ગોરમા વૃદ્ધ પીયુની જાત કે, દીસે બિહામણીરે લોલ,
ગોરમા રજની રમવા ઇચ્છું કે આંજુ આંખડીરે લોલ;
ગોરમા ચેન કરંતો બોલે કે, કર ગ્રહી લાકડીરે લોલ,
ગોરમા રજની વીતી એક કે, ઉજાગરે આંખડીરે લોલ,
ગોરમા પીઉની ઘરડી જાત કે, અરથ ક્યાંથી સરેરે લોલ,
ગોરમા નવરાત્રીના દિન કે, શરદ સોહામણીયે લોલ;
ગોરમા દુર્બળ મારો કંથ કે, દિન જાય દોહ્યલારે લોલ,
ગોરમા વિજયાદશમી દિન કે, સહુ શણુગાર સજેરે લોલ;
ગોરમા મારે ઘરડો કંથ કે, ધીક અવતારનેરે લોલ,
ગોરમા સહુને મન દિવાળી કે, મારે મન હુતાસણીરે લોલ;
ગોરમા મારા કરમના ભોગ કે હું નિસાસણીરે લોલ;
ગોરમા રાત દિવસ ન દેખું કે, જાણું દવ બળેરે લોલ,
ગોરમા મુજ સરખો પુરૂષ દેખું કે, મન મારૂં બળેરે લોલ;
ગોરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ,
ગોરમા હું થઇ જોબન વેશ કે તન મારૂં બળેરે લોલ;
ગોરમા મોઢે આવે લાળ કે, નેત્રે નીર ઝરેરે લોલ,
ગોરમા હું નવરંગી નાર કે તન મારૂં ફરેરે લોલ;
ગોરમા સેજ બિછાવું પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ,



ગોરમા શ્વાસ ઉધરસને પીડ કે, પીઉ રોગે ભર્યોરે લોલ;
ગોરમા ભૂષણ પહેરૂં અંગ કે, વસ્ત્ર બહુ ભાતનાંરે લોલ,
ગોરમા મિથ્યા ગયો અવતાર કે નારી જાતનોરે લોલ;
ગોરમા શું આપ્યો અવતાર કે, નાગરી નાતમાંરે લોલ,
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનાંરે લોલ;
ગોરમા જેને જોબન કંથ કે, પુણ્ય કીધાં હશેરે લોલ;
ગોરમા મેં કીધાં બહુ પાપ કે, હું વૃદ્ધની વહુરે લોલ,
ગોરમા પુરૂષ ન દીઠો એક કે, પુરી પ્રીતનોરે લોલ,
ગોરમા શિવજી પુજી સદાય કે, પામું જોબન ધણીરે લોલ.
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કેમ ગળ્યુંરે લોલ;
ગોરમા કામી દેજો કંથ કે, ભય ભાગે સહુરે લોલ,
ગોરમા નહોતી સાસુ નણંદ કે, તો જીવતી દહુંરે લોલ;
ગોરમા પીઉજી આવે ઘેર કે, હું ભમતી ફરૂંરે લોલ,
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે, હું તો શું કરૂંરે લોલ;
ગોરમા દુઃખનાં ઉગ્યાં ઝાડ કે, મુકયાં પાળવારે લોલ,
ગોરમા લોક સાથે કરૂં હોંશ કે, મા મારી વારતીરે લોલ,
ગોરમા જાણતાં દેતી ફાંસી કે, વીખ દેઇ મારતીરે લોલ.
ગોરમા પીઉજી પોહોડયા બહાર કે, જાણું થઉં સતીરે લોલ.
ગોરમા હવે મરૂં હું સત્ય કે જે કરમની ગતીરે લોલ.
ગોરમા વિનતી કરૂં છું એક કે, જે કરમ તણી ગતીરે લોલ,
ગોરમા કરજોડી લાગું પાય કે, સમરથ દેજો પતીરે લોલ.
ગોરમા વિનતી કરૂં છું એક કે, આજ મુકી આંમળોરે લોલ,
ગોરમા સઉને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ,
ગોરમા કામી દેજો કંથ કે, વલ્લભ કહે કરગરીરે લોલ.



# રેલવે ગાડીનો ગરબો.

૨૭

ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડીરે આવી;
ગાડી આવી હિંદુસ્તાન, અગન કેરી ગાડીરે આવી.
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરે છે,
દીવા બળે સારી રાત, સીપાઇઓ તો ચોકી કરે છે.

## સાખી.

સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગું પાય,
ટોપીવાળા તારા રાજમાં, તારૂં કાંકરીયું ફરી બંધાય.
અગનકેરી ગાડીરે આવી. ૨
ગાડી તારાં બેસણાં, ઇંદ્ર તણાં વઇમાન,
આંકડે આંકડો મેળવ્યો, તારો ઘડનારો ચતુરસુજાણ.
અગનકેરી ગાડીરે આવી. ૩
ગાડી આવી ઘંટ વાગીયો, ટીકીટ કરાવા જાય,
ઘડી એકનો વિલંબ પડે, તોતો ટીકીટ વિના અથડાય.
અગનકેરી ગાડીરે આવી. ૪
સ્ટેશન આવે ઘણાં, બરફી પેંડા વેચાય,
મોટાં ઘરની શેઠાણીઓ, તે તો ગાડીમાં બેસી ખાય.
અગનકેરી ગાડીરે આવી. ૫
સ્ટેશન ઉંચાં ઘણાં, દુર થકી દેખાય,
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહી પાર,
અગનકેરી ગાડીરે આવી. ૬
અમદાવાદની દીકરી, મુંબઇ તેનું મોસાળ,
સુરત તેનું સાસરૂં, તેનો સાંજે સંદેશો જાય.
અગનકેરી ગાડીરે આવી. ૭

## ગોરીવ્રત વિષે.

૨૮

( લાવ લાવ સખિ ! એક કાગળ લખીએ હરિનેરે—એ રાગ. )

અમદાવાદ નામે આજ, શહેર છે સારૂં રે;
રાજા કુંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂં રે. ૧
ચૌટા વચ્ચે માણેકચોક, શોભા છે સારીરે;
વસે લક્ષાપતિ બહુ લોક, વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શહેર સમીપેરે;
દેવનાઓનાં તેને તીર, દેવળ રૂડાં દીપેરે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક, મને લાગે મીઠું રે;
પણ અચરત મોટું એક, દૃષ્ટિએ દીઠું રે. ૪
તિથિ તેરસ પહેલે પક્ષ, અસાડી આવેરે;
ત્યારે ગોર પૂજાનું લક્ષ, કુમારિકા લાવેરે. ૫
દિન પાંચ લગી એક અન્ન, મોળું જમે છેરે;
મોટો હર્ષ ધરીને મંન, તે રોજ રમે છેરે. ૬
પૂજે વાવી જવારા ઘેર, ગોર રીઝાવારે;
જાએ પ્રીતે મળી બહુ પેર, નદીએ નહાવારે. ૭
અન્યોઅન્ય કરે ઉદમાત, ભૂંડું બકે છેરે;
ગઇ ગોરપૂજાની વાત, છાકી છકે છેરે. ૮
જેવી હોય હોળીની ઘેર, એથી અતિશેરે:
બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે. ૯
તેનાં માત પિતા ને ભાત, પુરાં હશે પાજીરે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઇ સજ્જન એવી વાત, દેખે એ રીતરે;
તેની માત પિતાની જાત, પુછે છે પ્રીતરે. ૧૧

ચ ૬

ત્યારે કેવી વધી છે લાજ, મળે શાબાશીરે;
એવા નિરલજ લોકો આજ, શહેરના વાસીરે. ૧૨
કહું વિનતિ સમાચાર પત્ર, તે અરજી ધરજોરે;
તેનાં નામ લખી સર્વત્ર, જાહેર કરજોરે. ૧૩
ઘણી નિંદાના લખજો શ્લોક, દેખાડજો નીતિરે;
જેથી લાજ પામે તે લોક, તજે એ રીતિરે. ૧૪
હવે કહું છું જોડીને હાથ, વિવેકીને ગમવારે;
એવી નિર્લજ છોડીઓ સાથ, ન જાવું રમવારે. ૧૫
લઇ ગોર પૂજાનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ ઠરે એ ઠામ, દિલમાં ડરવુંરે. ૧૬
ધરી મોટો હરખ મનમાંહી, વ્રત દિન જે દીરે;
પણ કુટયા રોવાનું કાંઇ, ન કરવું તે દીરે. ૧૭
છોટાપણમાં પડે જે ટેવ, ટળે નહી ટાળીરે;
માટે નીતિ શીખો તતખેવ, બોલો સંભાળીરે. ૧૮
કહી પુરીએ નહી કોઇ ઠામ, સાહેદી જુડીરે;
લઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પતિ માત પિતાની સેવ, કોડે કરી કીજેરે;
જેથી દલપતરામનો દેવ, દીલમાંહિ રીઝેરે. ૨૦



૨૯

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોરે. ટેક.
વિલંબ ન કરશો વિઠલારે, આવો અમ ઘેર આજ;
પેરપેરનાં પકવાન પડાવું, ત્રિકમ તમારે કાજ. મારે. ૧

મનમાં હતું જે આવજીરે, મુખથી કેમ કહેવાય;
આવી શોકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે૦ ૨
આવીને જો આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનના કોડ. મારે૦ ૩

૩૦

મને કૃષ્ણ જોયાના કોડ, સૈયર આલોરે;
ઉમિયાજીને લાગું પાય, હરિવર આલોરે;
દેરે દેરે દીવા કરૂં રે, પૂજું શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરૂં શંભુજીની સેવ. સૈ૦
ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે, એનું મુખડું તે લાલ ગુલાલ. સૈ૦
સાસુ મારી જસોમતિરે, સસરો શ્રી નંદલાલ;
કંથ કોડીલો મારો કાનજીરે, મારૂં સાસરૂં ગોકુળ ગામ. સૈ૦
કાલિંદીને કાંઠડેરે, નહાતાં નિર્મળ નીર;
વસ્ત્ર તે વિઠલો હરી ગયોરે, હું તો શાનેરે ઢાંકું શરીર. સૈ૦
ગાય શીખે ને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે, ગુણ ગાય નરસૈયો દાસ. સૈ૦

૩૧

કાનો ક્યાં ગયોરે, અહિંયાં કોણ અમારૂં બેલી. કાનો૦ ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નિદ્રા નાવે જાગું;
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગું. કાનો૦ ૧
શ્રી નારાયણ શ્રી પુરૂષોત્તમ, વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સાહાય આપીને થાજો. કાનો૦ ૨

રૂદન કરતાં રવિ [illegible], [illegible] તળાવેથી;
ઘેર [illegible] ઘરનાં [illegible] પૂછે, [illegible] આવી. કાનો૦ ૩
લાલ કસુંબે રંગેલ તારી, સાડી [illegible] [illegible];
[illegible] [illegible] આવી, [illegible] રંગમાં રોળી? કાનો૦ ૪
ઉત્તર શો આપીશ તે વારે, એકે દિશા નવ સુઝે;
કોની આગળ કહું વારતા, શરીર થરથર ધ્રુજે. કાનો૦ ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
ઉભી રહે બાઇ મુજ સમ તુજને, હીંડે શું મદમાતી. કાનો૦ ૬
કરજોડી તુજને પૂછું છું, ખબર હોય તો કહેને;
નંદરાયના કુંવરની મુને, ભાળ બતાવી દેને. કાનો૦ ૭
હા બાઇ મેં હમણાં દીઠો'તો, કદંબ ખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો૦ ૮

---

### ૩૨

( રાધિકાજી શ્રીકૃષ્ણને શોધે છે રાસલીલાનું સુખ સંભારે છે,
ને છેવટે રાધા કૃષ્ણનો સમાગમ થાય છે. )

વનમાં ભૂલી પડી રે, પેલો ક્યાં ગયો કાનુડો. વનમાં. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી છે હેલી;
અઘોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂં બેલી. વન. ૧
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વન. ૨
મારગ મળીયા [illegible] મને રોતા સરખો [illegible];
માથા ઉપરની મહીમટુકી, [illegible] [illegible]. વન. ૩
જસોદાજી લાલ તમારો, આડા અવળી [illegible];
સોળ સહસ્ત્ર ગોપીમાં આનો, મન માને ત્યાં મ્હાલે. વન. ૪

આગળ પાછળ મહેલ તમારા, તેમાં ઝારૂખા મેડી;
અગાસીમાં અલબેલો રમતાં, સાન કરી શીદ તેડી. વન. ૫

મોર મુગટને કાને કુંડળ, હરખે વાગે તાળી;
આગળ પાછળ ગોપી નાચે, વચ્ચે વર વનમાળી. વન. ૬

ભમરી ખાતાં સુંદરજીએ, એવી માયા કીધી;
હરિવર અંતર્ધાન થયા, એક સખી સંગાથે લીધી. વન. ૭

પુરૂષોત્તમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશન વિણ હું, આકુળ વ્યાકુળ થાઉં. વન. ૮

જોતામાં એક અબળા દીઠી, તેને પૂછી વાત;
રાધા કહે અભિમાન આવ્યું, ત્યારે તજ્યો અમ સાથ. વન. ૯

ઝાડે ઝાડે જોતી ચાલું, જઇને ઝાલું હાથ;
તમાલ જાણી ત્રિકમજીએ, એમે ભીડી બાથ. વન. ૧૦

વૃંદાવનની કુંજ ગલીમાં, મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રિતમ મળતાં, પેળ અમારી વાળી. વન. ૧૧

---

## ૩૩

ગિરધર લાલજીરે, મારી ગાવલડી સંભાળો. ગિર. ટેક.

સાંજ પડે સંભાળી લાવો, આડે રહી દેખરાવો;
દૂધ ભાતમાં સાકર ભેળું, વાળુ કરવા આવો. ગિર૦ ૧

વ્હાણાને પોહોર વહેલા ઉઠી, શેર વલોણું સાયા;
ઘી તાવણીમાં લોટ સેકાનું, ખાંડ ભેળીને ખાવા. ગિર૦ ૨

ઘરમાં નથી કોઇ નાનું મોટું, કોઇની બીક ન ધરીએ;
એક રાતવાસો આવો તો, ભોળામાળી કરીએ. ગિર૦ ૩

ગોવાળીયાને ગમે કહો તો, ત્યાં બેઠે ત્યાં જઇએ;
નરસૈયાનો સ્વામી મળે તો, સૌ વાતે સુખીયાં થઇએ. ગિર૦ ૪

---

# વડોદરાનો ગરબો.

૩૪

ધન ધનરે વડોદરૂં શહેર રૂપે રંગીલું. ટેક

રૂપે રંગે છેલ છબીલું, અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં, સુણજો નર ને નાર. રૂપે. ૧
બહારપરાંની વસ્તી ભારી, શોભાનો નહીં પારરે;
વિનવતામાં વરસજ વીતે, પરાં બાર બજાર. રૂપે. ૨
આકુતપરૂ અડાણિયું, ને કાળુપરમાં ગોખાનુંરે;
ફોગટીયા સઉ ફતેપરામાં દેવાળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરસીયાની પાળજ ઉપર, જેઠીનો અખાડોરે;
અષ્ટભૂજા અલબેલી ઉભાં, પાછળ ગોસાંઇવાડો. રૂપે. ૪
સરસનાથ છે સામી પોળે, વાયડા વાડી ત્યાંયરે;
અજબ તળાવની પાળે થઇને, ચાલ્યા અગડમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે બંબાખાનું, વાંદરીયો બુરજરે;
મીયાં મહમદની વાડી જાણે, ઝળકી રહ્યો સુરજ. રૂપે. ૬
હાથીયાખાણુને દરવાજે, કાંઇ હઠીલો હનુમાનરે;
સમતળાવની પાળ ઉપર, રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ઘોડ્યા દરવાજે થઇને, સીંધવાએ જવાયરે;
અજારાજાના દરવાજા સામી, ચોખંડી કહેવાય. રૂપે. ૮
મરદા બારીએ થઇને ચાલ્યા, કરવા રૂડું કાજરે;
લકડપીઠું મદનનો ઝાંપો, ગોસાંઇજી મહારાજ. રૂપે. ૯
સીધનાથનાં દરશન કીધાં, આવી ઉંચી પોળરે;
ચોરને બેઠા મરદન મારે, ભેસાણા ભાગોળ. રૂપે. ૧૦
બડું પરૂં છે બાલાજીનું, ડાંઠીયું બજારરે;
સઠરકુઇને ઝાંપે રહેો, લાલ નાથ સરદાર. રૂપે. ૧૧

આનંદપરામાં આવીયાં ને, રાવપરાને ઝાંપેરે;
દાન દક્ષણા રૂડી થાએ, ગણુપતરાવ ત્યાં આપે. રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી, આવી ખારીવાવરે;
સન્યારૂપ છે રંગે રૂડું, સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી બીને કહિ, નાગરવાડો વિખ્યાતરે;
આદિતવારે દરશન કીજે, બેઠી બહુચર માત. રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડી બજારે, રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નારી નાચે, ઝીણે કંઠે ગાય. રૂપે. ૧૫
નિજામપરૂં ભૂતડીને ઝાંપે, રોકડીયા હનુમાનરે;
સુરસાગર ગૌઘાટને દરવાજે, ત્રણજ છે કમાન. રૂપે. ૧૬
શહેરની સરવે રચના દીઠી, શોભાનો નહી પારરે;
હાથી ઘોડા પાલખીઓને, વાંકડીયા અસ્વાર. રૂપે. ૧૭
ચારે દિશાનાં ચારે ચૌટાં, વચ્ચે માંડવી ચોકરે;
ઉંચા મેહેલ મેડીને અટારી, છજાં ઝરૂખાં ને ગોખ. રૂપે. ૧૮
માંડવીને કમાન ચોપાસે, ચતુર કરે વેપારરે;
કાછીઆ દુકાનો માંડે, ઉભી હાથી લાર. રૂપે. ૧૯
ચોપટ જેવા ચારે રસ્તા, સરખા સરખી ઓળરે;
પાણીને દરવાજે બેઠા, વાઘ કરે કલ્લોલ. રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા, જોતામાં મન મોહેરે;
નારી સઉ જળ ભરવા જાએ, નૌતમ રચના હોય. રૂપે. ૨૧
રામપરો દરવાજો કહીએ, દેરૂં છે સનમુખરે;
પરમેશ્વરનાં દરશન કરતાં, જાય જનમનાં દુઃખ. રૂપે. ૨૨
લેહેરીપુરાની લેહેર સઉથી, શોભા છે ભરપુરરે;
સુરસાગર રત્નાગર જેવું, વાગે બહુ રણતુર. રૂપે. ૨૩

સાહુકારોની દુકાનો ભારે, ધરમ ધર્મ [illegible] આવતાંરે;
ખુશાલચંદ ને શામળ બેહેચર, લલ્લુભાઈ સાહુકાર. રૂપે. ૩૬
રતનજી માનદાસ કહીએ, બાંધી પુરષની પાળરે;
હરિભક્તિનો મહિમા મોટો, બીજા ભાઉ મેરાળ. રૂપે. ૩૭
રંગીલો જે ગરબો ગાશે, રંગીલાં નર નારરે;
રંગીલા તો બાહાણીઓ લાવે, રંગભેર શોભા થાય. રૂપે. ૩૮
સંવત ઓગણીસ પાંચમાં ને સત્તરસેં સીતેરરે;
નવરાત્રીમાં વરણુન કીધું, વડોદરૂં જે શહેર. રૂપે. ૩૯
સહુ કવિને કરૂં વિનતિ, કોઈ માં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રેવા ને રણછોડ. રૂપે. ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે;
વડોદરાનો ગરબો ગાતાં, સહુ જન સુખીયા થાય. રૂપે. ૪૧
મિજબાની મન ગમતી કરવા, જાય શોખી જંનરે;
મસ્તુબાગનો બંગલો, જાણે ઇંદ્રનું ઇંદ્રાસંન. રૂપે. ૪૨

## મુંબાઈ સુરતનો ગરબો.

રૂપ

સારૂં સારૂં સુરત શહેર મુંબાઇ અલબેલી,
માંહી બાલાજીની મેહેર, મુંબાઈ અલબેલી. ટેક,

સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
આકર મહેતા મજરે આલે, વાણીઆની બૈયર રાણી. મું. ૧
મુંબાઇ રાણી સહુ ઠકરાણી, ભરે ન બેડું પાણીરે;
ઘવડિયા તો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મું. ૨
મુંબઇમાં તો ક્યાં આંબા, કાંડલીનો નહિ પારરે;
મુંબઈ શહેરના સાહુકારોને. દેવાળાની શી વાર. મું. ૩

સુરતની તો સાડીયોને ઉપર કસબી કોરરે;
મુંબઈ શહેરમાં કાપડીયાને, કોઈ માં દેશો ખોડ. મું. ૪
મુંબઈ શહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહિ પારરે;
સાંજ સવારે સહુ ફરવા નીકળે, વાડી લાડી લઈ બહાર. મું ૫
મુંબાઈની મારકીટમાં, સુખડીયો વેચાયરે;
તેથી દીવનો હલવો સારો, સહુ લેવા મન ચહાય. મું. ૬
મુંબઈમાં તો સરવે સુખ, પણ ત્રણ પાંતીનું દુ:ખરે;
ભાડું મોઘું બળતણ મોઘું, બંદર જાતું મુખ્ય. મું. ૭
મુંબાઈનો તો પાનબીડાંમાં સોપારીનો કટકોરે;
સાઠ વરસની ઘરડી ગાડર, તોય ન મૂકે લટકો. મું. ૮
અંમદાવાદી હરામજાદી, ખંભાતી ગોઝારીરે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલિહારી. મું. ૯

---

## રામ તથા લક્ષ્મણ વનમાં જતાં સીતાને રામે કહેલું.

૩૬

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.
નહી તો અહીં રહો સસરાના રાજ્યમાં, હેને હળીમળી સાસુ સંગાથ;
નહીં તો જોડી હાથ, પધારો. ૧
અમે વસ્તીમાં નહીં વસીએ વનિતા, અમે કરશું જઈ વનવાસ;
તમે પામો ત્રાસ, પધારો.
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ;
કોઈ અમ પાસ, પધારો. ૨
તમે કોઈનો પંથ કીધો નથી, અરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક, પધારો.

અમે વનફળ ખાઇ રહેશું ખુશીમાં, કોઇ દિવસે તો કેવળ શાક;
વિના લુણુ પાક, પધારો. ૩
વનમાં નથી મંદિર નથી માળિયાં, નથી પોઢવા કાજ પલંગ;
રંગિત નવ રંગ, પધારો.
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો. ૪
વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહીં મળે ફરતાં ફુલેલ;
કે તેલ ધુપેલ, પધારો.
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશો કો સંગે ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ, પધારો. ૫
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ, પધારો.
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ;
નહીં છત્ર પાસ, પધારો. ૬
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર:
જેનું ઘણું જોર, પધારો.
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર:
બચે નહીં ઢોર, પધારો. ૭
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ધાય, પધારો.
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો. ૮
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર;
છો નાજુક નાર, પધારો.

તમે છોટી ઉમ્મર વર્ષ સોળનાં; નથી સાંકટ કેડમાં સમાર;
તમે કોઇ વાર, પધારો. ૯
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે માય;
ચોંપે ચિત્ત ચાય, પધારો.
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સહિયા આવે સહાય;
તેડાં પાછાં જાય, પધારો. ૧૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પુરાવીને થાળ. પધારો.
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તતકાળ, પધારો. ૧૧
રૂડી મિથિલાપુરી રતમાનતી, તેમાં પામશો પરમ વિસામ;
છે બાપનું ગામ, પધારો.
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ:
કહે રાજારામ, પધારો. ૧૨

## પછી સીતાજી બોલ્યાં.

[illegible]

રાગ ઉપર મુજબ.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી;
જુદાં પડવાની વાત વાલા કહો, તે તો મોટા લાગે તીખા બાણ;
રઘુકુળ ભાણ, સાથે. ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળો તે પરદેશ;
હું જાણું હંમેશ, સાથે.

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણ થઈ વેશ;
જટા કરૂં કેશ, સાથે. ૨

સ્વામી તમારે સુખે સુખી હું સદા, તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ;
એમાં શો સંદેહ, સાથે.
જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અંતરે બાળ્યો ધિક એક;
મુઆ જેવી તેહ, સાથે. ૩

સ્વામી તમ વિના મંદિર ને માળિયાં, ભાસે પર્વત મોટા સમાન;
વસ્તી તો વેરાન, સાથે.
મહા વનમાં ભરી વસ્તી ભાસશે, જયારે પામીશ દરશન દાન;
કૃપાના નિધાન, સાથે. ૪

સાસુ સસરો ને માતપિતા બહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ, સાથે.
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ, સાથે. ૫

સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટુંબ પરિવાર, સાથે.
મારાં લાડ પાલણુ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર,
કે એકે આધાર, સાથે. ૬

કાયા પ્રાણથકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક, સાથે.
જો કોઇ જળથી જુદી પાડી માછલી, રાખે દૂધમાં કરીને વિવેક;
જીવે પળ એક, સાથે. ૭

તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં સાજ ને પાટ;
હવેલીના ઠાઠ, સાથે.

મને હીરનાં ચીર ગમે નહી, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
મટાડો ઉચાટ, સાથે. ૮
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત, સાથે.
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચિત્ત, સાથે. ૯
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધવિધનાં પકવાન;
તે વિખનાં નિશાન, સાથે.
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન, સાથે. ૧૦
પડશે તડકા ને તાપ વૈશાખના, તેતો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ, સાથે.
મુજને મેલી જો પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ, સાથે. ૧૧
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થૈને નિરાશ;
કહે લેતી શ્વાસ, સાથે.
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી. ૧૨

---

## રામચંદ્રને સીતાજીનો કાગળ.

### ૩૮

( "આમેરૂં મોંઘા મૂલનું" એ રાગ. )

સ્વતિ શ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.

રહો અખંડ એવાતન તમતણું,
એવી આશીશ વાંચો અમારી. પ્રીતમ. ૧

ગોરી દૈવના જોગે જુદાં પડયાં,
પણ પ્રાણ મારા તુજ પાસ. પ્રીતમ.
એસું બાગ બગીચે કે બંગલે,
રહું તમ વિના અધિક ઉદાસ. પ્રીતમ. ૨

તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે,
તારો ભાવ ભૂલ્યો નવ જાય. પ્રીતમ.
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય. પ્રીતમ. ૩

મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરિવાર. પ્રીતમ.
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કદીયે લગાર. પ્રીતમ. ૪

તારી નમ્રતા અમૃતથી ગળી,
વળી શોભિતો શાંત સ્વભાવ. પ્રીતમ.
જેથી મનની ઉદાસી તરત મટે;
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ. ૫

ગોરાદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વહાલ ભર્યાં વેણ. પ્રીતમ.
હેતે હસતું વદન તારૂં વનિતા,
મારાં નિરખવા તલસે છે નેણ. પ્રીતમ. ૬
દિવસે તુજ વિના દીલમાં ગોઠે નહીં,
પીવું પાણી કે જમતું અનાજ. પ્રીતમ.

રાતે રોઇ રોઇ આંખો રાતી થઇ,
લોક પૂછે તો આવે છે લાજ. પ્રીતમ. ૭

ગોરી મનમાં ધીરજ ધરી સુંખશી,
કાલે ભાગશે ભવના વિજોગ. પ્રીતમ.

જેથી રીઝે આપણને જગતપતિ,
એવો અહોનિશ કરવો ઉદ્યોગ. પ્રીતમ. ૮

જે જે વૃદ્ધ પાડોસીયો શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ. પ્રીતમ.

વિભીષણ મારા મિત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ. ૯

જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો ન મન. પ્રીતમ.

કાલે દેખીશું દિવસ આનંદના,
જાશે વિસરી આ દુઃખ ભર્યા દન. પ્રીતમ. ૧૦

જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પણ મારા કહેજો જુહાર. પ્રીતમ.

સાસુ સસરાની આશિષે સુંદરી,
મળશું ભામની ને ભરથાર. પ્રીતમ. ૧૧

વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તનમન રાખજો ટેવ. પ્રીતમ.

અમે થોડી અવધે હવે આવશું,
એમ દલપતરામનો દેવ, કહાવે તતખેવ. પ્રીતમ. ૧૨

# સીતાજીનો કાગળ.

૩૯

( રાગ ઉપર પ્રમાણે. )

સ્વતિ શ્રી શુભ સ્થાન સોહામણું,
જ્યાંહાં રાજે સદા રઘુનાથ, કાગળ લખે કામની.
લખે લંકા થકી સીતા સુંદરી,
હેતે વંદી જોડી જોડ હાથ. કાગળ. ૧
પત્ર આવ્યો તમારો પ્રીતિ ભર્યો,
વાલા વાંચી થયો વિશરામ. કાગળ.
પણ જીવન તમથી જૂદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશ્યામ. કાગળ. ૨
માટે મળવાને મન અકળાય છે,
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ.
મારાં નેણુનાં નીરથી નાથજી,
સુતાં રજનીમાં સેજ ભીંજાય. કાગળ. ૩
ઘેર ચાલો હવે તો ઘણી થઇ,
નહીં તો જીવડો જાશે જરૂર. કાગળ.
દેવે પાંખો આપી હોત પિંડમાં,
ઉડી આવત દેશાવર દૂર. કાગળ. ૪
વાહાલા નિત્ય નવી વાતો વાંચીએ,
જેથી પામીએ પૂરો પ્રમોદ. કાગળ.
ચતુરાઇના ચોક હું ચાળવું,
આવો વિદ્યાના કરીએ વિનોદ. કાગળ. ૫
મારા વાલા તમારા વિજોગથી,
હિંયા દાઝે દિવસ ને રાત. કાગળ.

હું તો મનમાં ને મનમાં મુંઝાઉં છું,
કહું કયાં જઇ કરમની વાત. કાગળ. ૬
વાતો ટાઢીમીઠી ચાચ વાલમા,
પ્રીતે બેસીને કરીએજી પાસ. કાગળ.
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
ક્યારે અંતરની પૂરશો આશ. કાગળ. ૭
સ્વામી તમ વિના પીયર ને સાસરૂં,
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ.
મારા માથાથી મોંઘા પ્રભુ તમે,
મારા આતમના છો આધાર. કાગળ. ૮
આવે પરવના દિન, સુખ સર્વને,
હું તો શોકે ઉદાસી સદાય. કાગળ.
ગાજે મેઘ ને દમકે જો દામની,
આખી જામની જંપ ન થાય. કાગળ. ૯
હું તો સુની દેખું સુખ સેજડી,
ખાલી મંદિર ખાવાને ધાય. કાગળ
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે,
એક તમ વિના ત્રિભુવન રાય. કાગળ. ૧૦
વાહાલા હું તમને કેમ વિસરી,
કેમ વિસર્યું દાદાનું વતંન. કાગળ.
પત્ર વાંચીને વહેલા પધારજો,
સ્વામી જાતનાં કરજો જતંન. કાગળ. ૧૧
કોઇને દુખીયાં દેખીને દુઃખ પામતા,
એવી નાથ તમારી છે ટેવ. કાગળ.

આવે અવસરે [illegible] [illegible] થયા,
તમે દલપતરામના દેવ. શામળ. ૧૨

---

## બજરંગી હનુમાનનો ગરબો.

૪૦

અંજનીનો જાયો હનુમાનરે, સમરૂં બજરંગી.
એને ચઢે છે તેલ સીંદુરરે, સમરૂં બજરંગી;
મારા રામ તણા રખવાળરે, સમરૂં બજરંગી.

### સાખી.

શનિવારે કરૂં તમારી સ્થાપના, ને ભોમે રચું ભોવન;
કપુરે ઉતારૂં તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનુમાનરે. સ૦
માતાજીનાં વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અયોધ્યા નગરીનાં રાજ છોડીયાંરે, રામે ભોગવીયો વનવાસરે. સ૦ ૨
રામે રથડા જોડીઆ ને, સીતાને લીધાં સાથ;
વનનાં વનકુળ પહેરીયાંરે, સાથે ચાલ્યા છે લક્ષ્મણ વીરરે. સ૦ ૩
વનમાં જઇ મઢી કરી ને, ત્યાં કીધો છે વાસં;
વાડી વાવી આંગણે, માંહી રોપ્યાં છે દાડમ દ્રાક્ષરે. સ૦ ૪
રામ ખોદે તળાવડી, લક્ષ્મણ બાંધે પાળ;
સોના કેરે બેડુલેરે, સીતા ડમરો ને મરવો પાયરે. સ૦ ૫
સીતાની વાડીમાં ડમરો ઉગ્યો ને, મૃગલો ચરી ચરી જાય;
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં તે વનફળ ખાયરે. સ૦ ૬
મૃગલો મારી કારમો ને, તેની પડાવું ખાલ;
તેનો સીવડાવું કંચવોરે, હું તો હીંડુ ચમકતી ચાલરે. સ૦ ૭

મારિચ મૃગ થઇને આવીયો ને, રાણીને લાગી રઢ;
હો મારા રામજીરે, મને કાંચળડી સીવડાવોરે. સ૦ ૮
રેશમ ભરેલો કંચવોરે, ચામડાની શી રઢ;
આપણા સ્વારથને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે. સ૦ ૯
સીતા કહે નહીં પીયેરમાં ને, નહિ મામા મોસાળ;
નથી માહારે કંથ કહ્યાગરા ને, મારા મનની તે કોણ પુરે આશરે. સ૦ ૧૦
ભાથામાંથી બાણ કાઢીયાંને, રામજીએ લીધાં હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતા ને લક્ષમણ સાથરે. સ૦ ૧૧
પેહેલું બાણ રામે સાંધીયું ને, વાર્યું મૃગ શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજે ધાજે હો લક્ષ્મણ વીરરે. સ૦ ૧૨
સીતા કહે તમે સાંભળો ને, બોલાવે છે તમ વીર;
લક્ષ્મણ કહે જુદો શબ્દ છેરે, કંઇ કપટ જેવી વાતરે. સ૦ ૧૩
કપટ છે તમ દીલડા વિષે ને, હું સમજી આ વાર;
ભીડ પડી બંધવને વન ત્યારે, તમે બેઠા કરો વિચારરે. સ૦ ૧૪
કુદ્રષ્ટિ મુજપર તમ તણી, તેમાં કંઇ ન મળે સંદેહ;
જાણ્યા તમને લક્ષ્મણ દીયરીઆરે, જાણ્યાં પાપ તમોરાં આજરે. સ૦ ૧૫
સીતાનાં વચન વાગ્યાં રૂદે વિષે ને, ચઢી લક્ષમણને રીસ;
મઢીને ફરતી આણ દઇને ચાલ્યા ત્યાંથી તેનો દીસરે. સ૦ ૧૬
ધપ પડે ધરતી તપે ને, જોગી ઉભો બહાર;
સત્ય પાળવાને કારણેરે, ભિક્ષા આપો હો રામકેરી નારરે. સ૦ ૧૭
આપવી હોય તો આપો મને કે, નીકર મુખે કહો નાય;
વાર થાય મને ઘણીરે, મારો સંગ કેહારનો જાયરે. સ૦ ૧૮
ઉંચી મેડી આકાશમાં ને, નીચા સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે, પછી મઢીમાં ઉડે છે કાગરે. સ૦ ૧૯

રાવણુને જોઇ સીતા સતીરે, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાનાં વચન લક્ષ્મણુને કહ્યાંરે, લીધું પાપ માથે અમાપરે. સ૦ ૨૦
સતવચની સત બંધવો ને, સત્ય પંથ પળનાર;
આગળ બુદ્ધિ મારી પોંચી નહીરે, મેં તો ઘણા કર્યાં તિરસ્કારરે. સ૦ ૨૧
નીચ જાતિ સ્ત્રી જાતનીને, નહીં મનમાં કાંઇ વિચાર;
પોતાના સ્વાર્થને કારણેરે, એતો કરે પુરૂષને ખુવારરે. સ૦ ૨૨
મૃગ મારી રામ આવીઆ ને, આડો ઉતરિયો સાપ;
ઓરે મારા બંધવારે, આજે વિપરીત દીસે છે કાજરે. સ૦ ૨૩
ધનુષ મેલ્યાં ટુંકડાં ને, બાણુજ મેલ્યાં બહાર;
ઓ મારા સગુણુ બંધવારે, ક્યાં ગઇ સીતા સતી નારરે. સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષ્મણુ સુલક્ષણો, ને સારાં કરશે કામ;
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાખી સીતા સતી નારરે. સ૦ ૨૫
કુવા ઢાંકણુ ઢાંકણું ને, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડોરે, ઘરનું તે ઢાંકણુ નારરે. સ૦ ૨૬
રામ રૂવે લક્ષ્મણુ રીઝવે ને, ના રોશો મારા વીર;
બીજી પરણાવીશું સુંદરીરે, તેનું નામ ધરાવીશું સીતા નારરે. સ૦ ૨૭
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન ના હોય;
સતી સીતા તો એક છે રે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષ્મણુ રૂવે ને, રૂવે પંખા તમામ;
ના રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની હામરે. સ૦ ૨૯
રામ બીડાં આપીઆં ને, હનુમાને લીધાં હાથ;
આજ્ઞા હોય તો ઉડીયેરે, તેડી લઇ આવું સીતા માતરે. સ૦ ૩૦
ત્યાંથી હનુમાન ઉડીયા ને, જઇ પડયા લંકાની માંય;
જોયાં ચોરાશી ચાટડાં ને, જોયાં બાવન બજારરે. સ૦ ૩૧

જોઇ રાવણુની રાણીઓ ને જોયા રાવણુના મેહેલ;
જોઇ રાવણુની મેડીયોરે, પછી આવ્યા તે વાડી માંહ્યરે. સ૦ ૩૨

વાડીમાં જઇ વનફળ લાવતા ને, તેતો કરતા આહાર;
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠાં છે સીતા માતરે. સ૦ ૩૩

ક્યાંથી તમે અહીં આવીયા ને, શું છે તમારૂં નામ;
કોણે તમને મોકલ્યારે અહીં શું છે તમારે કામરે. સ૦ ૩૪

રામે અમને મોકલ્યા ને, હનુમાન મારૂં નામ;
પંચવટીથી અમે આવીઆરે, મારે શોધ લેવાનું કામરે. સ૦ ૩૫

આગળ દરીયો જળ ભરીઓ ને, ત્યાં રાક્ષસની ભોમ;
શી રીતે તમે આવીયારે, શાથી પહોંચી તમારી હામરે. સ૦ ૩૬

સાત સમુદર સુકા કરૂં ને, રાક્ષસનો વાળું કેર;
આજ્ઞા હોય તો ઉડીએરે, લઇ જાઉં માતાજી ઘેરરે. સ૦ ૩૭

વાડી સઘળી ઉજડ કરી ને, લગાડી લંકામાં લહાય;
અક્ષ આદિ કુંવર મારીયારે, વરતાવ્યો લંકામાં ત્રાસરે. સ૦ ૩૮

ત્યાંથી હનુમાન ઉડીયા ને, આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીઆરે, કુશળ છે સીતા માતરે. સ૦ ૩૯
ત્યાંથી રામ ચાલીયા ને, આવ્યા લંકાની માંય;
પથ્થર કેરી પાર બાંધીનેરે, સેન ઉતાર્યું પેલી પારરે. સ૦ ૪૦
લંકાગઢ રામ પહોંચીયા ને, રાવણુને થઇ છે જાણુ;
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે, ત્યારે લક્ષ્મણુને મુરછા માવરે. સ૦ ૪૧
કડવા હોજો લીંબડા ને, શીતળ તેની છાંય;
બંધવ હોય અબોલડા, પણ અંતે પોતાની બાંયરે. સ૦ ૪૨
સુખમાં સાંભરે સુંદરી ને, દુઃખમાં સાંભરે રામ;
વનમાં સાંભરે બંધવોરે, ભાગી ભાગી જમણા હાથની બાંયરે. સ૦ ૪૩

નવ મહીના ઉદરમાં રાખીઆ રે, નવ જાણી માની વાત;
બાળપણામાં જેની આ ભરેરે, તેને ચૌદશના વાયરા વાયરે. સ૦ ૪૪
દુઃખના બેલી બંધવા ને, માડી જાયા વીર;
તેની તોલે કોઈ ન હોયરે, એ તો સુખ દુઃખમાં સંગાથરે. સ૦ ૪૫

## લાવણી.

અજોધા નગરથી ચાલતું તેની ચાલ દો જન ભાઈરે;
એક તો મારી જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય;
લક્ષ્મણ જાગને હોજીરે બંધવ બોલ દો એકવાર. લ૦ ૪૬
માય વિના સુની મેટડી ને, ભાઈ વિના સુની બેનરે;
એવો ગોળ વિના મોળો કંસાર, તેનો સુનો થયો સસાર. લ૦ ૪૭
આવ્યાતા ત્રણ જણાને, જઈશું એકા એકરે;
માતા તે મારી પુછશે, ત્યારે શો ઉતર દઇશ. લ૦ ૪૮
ચૌદ વરસ વન વિષે રહ્યા, નત્ર જાણી સુખની વાતરે;
અંતે મને દગો કરીને, તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રહ્મચર્ય વ્રત તમે પાળીયું ને, તજ્યાં નિંદ્રા ને આહારરે;
રાત દિવસ ચોકી કરી, અમનણી રહી ખર આહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરિવાર સુનો, સ્ત્રી વિના સુનાં ઘરબારરે;
બંધુ વિના બેલ નહી કોઇની, મિત્ર વિના સો વીચાર. લ૦ ૫૧
ભરત શત્રુઘન મને પુછશે કયાં ગયો લક્ષ્મણ ભાઈરે;
આવી વાત તમારી સાંભળીને રોશે સુમિત્રા મ ઇરે. લ૦ ૫૨
ઉઠો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે;
પછી જઈએ અવધપુર વિષે, સાથે લઇ સીતાય. લ૦ ૫૩
રામના વિલાપ જોઈને રૂવે સેના તમામ;
ધન્વંતરી વઈદ ઉપાય શોધીને રે, કીધી હનુમાનને આજ્ઞારે. સ૦ ૫૪

હનુમંત મન હિંમત ધરીને, દ્રોણાચળ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષ્મણની મુરછાયરે. સ૦ ૫૫
કુંભકરણ ઇંદ્રજીતને માર્યા, બહુ બળીયા કુમાર;
જગાધ મરાયા સઘળા રાવણનારે, પછી રાય કરે વિચારરે. સ૦ ૫૬
અહી મહી મિત્ર પોતાતણાને, તેડાવ્યા રાવણે સાર;
રામ લક્ષ્મણને ચોરી ગયારે, મહીકાવતી નિરધારરે. સ૦ ૫૭
પ્રભાતે શોધ કીધી સેનમાં ને, નવ દીઠા લક્ષ્મણ રામ;
સૈન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે. સ૦ ૫૮
હનુમાને પગલાં કહાડીયાં ને, આવ્યાં સમુદર તીર;
સમુદરને ત્યાં બાંધીઓરે, પછી ગયા છે પેલી પારરે. સ૦ ૫
દેવી ડેરામાં પેસીને, ત્યાં દેવી થયા તતખેવ;
રામ લક્ષ્મણ ત્યાં આવીયારે, એમણે કીધી છે હનુમંત સેવરે. સ૦ ૬૦
મહી રાવણનું મોત સાધીને તેને, પણ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયાંરે, પછી આવ્યા તે લંકા મોઝારરે. સ૦ ૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદ્યાં, રાવણનાં દશ શીશ;
અસુરનો અંત આણીયોરે, પછી હરખ પામ્યા જુગદીશરે. સ૦ ૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભીષણને રાજ;
સીતા લઇ રામ સંચર્યારે, આવ્યા અજોધ્યા મોઝારરે. સ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીઆ ને, હઇડે હરખ ન માય;
મોતી કેરા ચોક પુરીયારે, લીલા નકેતમ ત્યાં થાયરે. સ૦ ૬૪
છોડાવી અધરમ નગર તણા ને, ટાળ્યાં પ્રજાનાં દુખ;
લાડ પાળ્યાં માતા તણાંરે, લવલેશ રાખી નવ ભૂલરે. સ૦ ૬૫
રૂડો ગરબો બજરંગી તણો ને વાંચો નિત્ય નરનાર;
હનુમંત કેરા પ્રતાપથીરે, છોટો કહે ઉતરો ભવપારરે. સ૦ ૬૬

# મલ્હાવરાવનો રાસડો.

## ૪૧

મેજર વોકર સાહેબે સંવત ૧૮૫૮ માં કડીમાંથી મલ્હાવરાવને
કાઢયો તે બાબત.

પીતળલોટા જળે ભર્યા રે, દાતણ કરતા જાઓ રે;
મલાવરાવ શહેરનો સુબો, ક્યારે આવશે રે.
દાતણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
તાંબા તે કુંડિયો જળે ભરી રે, નહાવણ કરતા જાઓ રે. મલ્હાવ.
નહાવણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
રાંધી રસોઇઓ એમ રહી રે, ભોજન કરતા જાઓ રે. મલ્હાવ.
ભોજન કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
પાન સોપારી ને એલચી રે, મુખવાસ કરતા જાઓ રે. મલ્હાવ.
મુખવાસ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
સોના તે કેરાં સોગઠાં રે, રમત રમતા જાઓ રે. મલ્હાવ.
રમત રમશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
ઢીંચણ સામો ઢોલિયો રે, પોઢણ કરતા જાઓ રે. મલ્હાવ.
પોઢણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલ્હાવ.
રાણી રૂએ રંગમ્હેલમાં રે, દાસીયો રૂવે દરબાર રે. મલ્હાવ.
હાટે રૂએ હાટવાણિયા રે, ચોરે રૂએ ચારણ ભાટ રે. મલ્હાવ.
શહેર છોડી સુબો નીસર્યો રે, લીધી નડિયાદની વાટ રે. મલ્હાવ.



## ઓધવજીનો સંદેશો.

૪૨

ઓધવજી સંદેશો કહેજો શ્યામને,
મારા સમ જો મૂકી મનનો મેલ જો;
કાનુડા કપટી રે આવડો કેમ થયો,
છળ કરીને છેતરીયે નહીં છેલ જો. ઓધવજી૦

આટલા દિવસ રે એવું નવ જાણતી,
ધુતારાના જાણ્યા સઘળા ઢંગ જો;
પાણીડાં પીને રે ઘર કેમ પૂછીએ,
અણસમજણમાં કીધો એનો સંગ જો. ઓધવજી૦

વેરી તો કીધાં રે વ્રજનાં લોકને.
વ્હાલા કીધા ગિરધર ગોકુળનાથ જો;
ફુલડાંની પેઠે રે હું નવ ફુલતી,
આ માટે હરિ તજ્યો અમારો સાથ જો. ઓધવજી૦

દિવડીઓ કરવા રે દૂરથી આવતાં,
વડો કરી હું વળતી વારંવાર જો;
એણી તો મિષે રે મળતાં માવને,
જસોદા અમને કહેતાં નિર્લજ નાર જો. ઓધવજી૦

અણુતેડ્યાં જાતાં રે નંદને આંગણે,
વણુ કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
મોહનના મુખનાં રે લેતાં ભીકડાં,
પલકે પલકે કરતી હું પરણામ જો. ઓધવજી૦

માતાથી છાનાં રે મેવા લાવતાં,
વાટકડીમાં દેતાં ગવરી આપ જો;

દૂધે ને દહીએ રે હરિને સિંચતાં,
હું જાણું જે જીવણુ મોથ થાય જો. ઓધવજી૦

નિત્ય જમાડી જમતી જીવણુ પ્રાણુને,
પવન કરંતી પોઢાડી પલંગ જો:
એવાં રે સુખડાં તે સ્વપ્ને વહી ગયાં,
વેરી વિધાતાએ અવળા લખીયા અંક જો. ઓધવજી૦

આભૂષણુ ધરતાં રે હરિને અતિ ઘણાં,
શીર મુગટ ને અંગે વસ્ત્ર અનુપ જો;
રાજહંસની ગતિએ પ્રભુજી ચાલતા,
નખશિખ સુધી નિરખું નટવર રૂપ જો. ઓધવજી૦

દુખડાંની વાતો રે કયાં જઇ દાખવું ?
કહું તો ખરી પણ કહ્યું ન માને કોઇ જો;
કૂવાની છાયા રે કૂવામાં શમી,
ચોર તણી મા કોઠીએ પેસી રોઇ જો. ઓધવજી૦

અવગુણીયાં અમેરે, હરિના ગુણુ ઘણા,
કહો કીજે કેમ વડા સંગાથે વાદ જો;
રૂગનાથના સ્વામીરે સત કરી માનજો,
મળવા આવો મૂકીને મરજાદ જો. ઓધવજી૦

---

## ૪૩

ઓધવજી માધવ રે મ્હેલી કેમ ગયા,
કહોને વીરા શો છે અમારો વાંક જો;
નમેરા થયા રે નંદના લાલજી,
રણુ વગડામાં રોતાં મેલ્યાં રાંક જો. ઓધવજી૦

ધીરજની વાતો રે ધીરથી સાંભળો,
પહેલી પ્રીતે હર્યા અમારા પ્રાણ જો;
કાળજડાં છેદ્યાં રે ભીતર ભેદીયાં,
મરમ કરીને માર્યાં મોહનાં બાણ જો. ઓધવજી૦
ખાધાં ને પીધાં રે ખરચ્યાં વાવર્યાં,
અને અમારે અણુવેચ્યા મિરાત જો;
લજ્જા તો લોપી દુનિયાના લોકની,
મોહન માટે તજ્યાં કુટુંબ ને જાત જો. ઓધવજી૦
વલોણું વલોવતી હું તો ત્યાં જઇ,
કહેતી હું તો જાગો જસોદા માત જો;
મહીડાંને મિષે મળતી મહારાજને,
તેને મિષે કરતી વળી હું વાત જો. ઓધવજી૦
પ્રભાતે પાણી તે જમુનાં હું જતી,
શેરડીયોમાં સામા મળતા શ્યામ જો;
અલબેલો કરતોરે અમશુ અતિ ઘણું,
મોટા ઝગડા જોતું આખું ગામ જો. ઓધવજી૦
ઉઘાડો રમતો રે મ્હારા આંગણે,
છોકરડામાં માગી પીતો છાશ જો;
માખણને મિષે રે મચકે નાચતો,
અલબેલાની મોટી અમને આશ જો. ઓધવજી૦
ભેળાવો કરતો રે ઝાઝાં માંકડાં,
સુના ઘરમાં જઇને કરતો નાશ જો;
બાળકડાં બીજાં એ અવસરે આવતાં,
કહી ગોરસડાં પીતો સહુનાં કાન જો. ઓધવજી૦

મોભારે ચડતો રે માખણ ચોરતો,
રાડ લેઇને કરતો રમતની રોળ જો;
લાખેણી લીલા રે એવી લાલની,
ખાંતે કરીને ખેલે નવલા ખેલ જો. ઓધવજી૦
વિસ્તારી વાતો રે કીજે કેટલી,
સાંભળતામાં થાય ઘણો સંતાપ જો;
રૂગનાથના સ્વામીને સરવે સાંભરે,
તમે તમારૂં જુવો વિચારી આપ જો. ઓધવજી૦

---

૪૪

ઓધવજી અમ સાથે રસિયો રૂપણે,
રસિયા કેમ કહોને દિલની વાત જો;
આંટી ને ઘુંટી તો અમે નવ જાણીએ,
મોહનજીના મનમાં મોટી ઘાત જો. ઓધવજી૦
લક્ષણ સૌ જાણ્યાંરે લોભી લાલનાં,
ગુણવંત છે પણ ગાયોનો ગોવાળ જો;
આહીરડો શું જાણે રસની રીતડી,
કાનુડો કાંઇ કુડાં ચઢાવે આળ જો. ઓધવજી૦
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં,
બાળપણામાં ખાંતે કરતાં ખેલ જો;
મનડાની વાતો રે સહુ મનમાં રહી,
મેલી ગયા કાંઇ દુખડાં કેરી હેલ જો. ઓધવજી૦
વચને અમને વાહરે એ વિઠુલે,
વાટે જાતાં જુઠા દીધા કોલ જો;

ઉકરડે સરખે રે અમને ઉછર્યાં,
તજી ગયા એ તરકરનો શો તોલજો. ઓધવજી०

મહીયરીયે જાઉં તો મુજને ખીજવે,
સાસરિયામાં સાસુનો સંતાપ જો;
ન્હાની તે નણદલરે મારે બોલડે,
પુરણ લાગ્યાં પાડોશણનાં પાપજો. ઓધવજી०

દુઃખડાંની વેળા એ સુખડાં સાંભરે,
અંત સમે તો કોઈ ન આવે કામ જો;
સગપણ તો સોનું રે પીતળ પ્રીતડી,
વ્હાલપણામાં વેર કરી ગયા શ્યામજો. ઓધવજી०

દયા નવ આવી રે દિલથી ઉતર્યા,
દાસીનો તો દોષ ન જાણ્યો ક્યાંયે જો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં,
હરિવરને અમે હાથે કરતાં છાંયજો. ઓધવજી०

ઝણકારા વાગે જે ભોજન પીરસતાં,
જમણ કરીને જોઇએ હરિની વાટ જો;
સાસુજી પૂછે રે વહુઅર સાંભળો,
આનંદ કરતાં આવડો શો ઉચાટજો. ઓધવજી०

અવગુણ ને ગુણ શારે અબળા રાંકના,
વાંક ઘણા પણ વિનતા સંગ શું વેરજો;
રૂગનાથના સ્વામીને કહેજો એટલું,
ધણી થઇ હવે પ્રભુ પધારો ઘેર જો. ઓધવજી०

---

# ગુજરી.

## ૪૫

કે કાબુલસેં બાદશાહ ચડે ને સારી દિલ્હીકા દીવાનરે,
કે બાદશાહ ઉતરે બાગમેં મેં ક્યા મસ દેખન જાઉંરે.
કે હાથમેં લઉં લાલ માટલી કંદોયણ હોકે જાઉંરે.
કે બાદશાહ ઉતરે બાગમેં મેં ક્યા મસ દેખન જાઉંરે.
કે હાથમેં લઉં લાલ બેડલું પનીહારણ હોકે જાઉંરે,
કે બાદશાહ ઉતરે બાગમાં મેં ક્યા મસ દેખન જાઉંરે.
કે હાથમેં લઉં લાલ લાકડી ગોવાલણ હોકે જાઉંરે,
કે બાદશાહ ઉતરે બાગમેં મેં ક્યા મસ દેખન જાઉંરે.
કે હાથમેં લઉં ફુલ છાબડી માલણ હોકે જાઉંરે,
કે ફુલફગરનો ઘાઘરો સાળુડે કસબી કોરરે.
કે કલાં કાંબી અણુવટ વિંછવા ઝાંઝરનો ઝમકારરે,
કે હાથે બાજુબંધ બેરખા અને દશે આંગળીએ વેઢરે.
કે કાને કલાફુલ શોભતાં ને વળી ઝબુકે ઝાલરે,
કે કોટે તે પાટીઆં શોભતાં અને કંઠે એકાવળ હારરે.
કે લીલી તે ગજીનું કાપડું ને ગજમોતીનો હારરે,
કે કાને તે વાળીઓ શોભતી ને ટીલડી તપે લેલાટરે.
કે બાલે બાલે મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણરે,
કે છોટી મટકીમાં દહી જમાયો દુધ લીયો મણ ચારરે.
કે ચલી ગુજરીઆં દહી બેચનકું બાદશાહકે દરબારરે,
કે અંબર લ્યો કોઇ મહીયર લ્યો કોઇ લ્યોને મીઠડાં દુધરે.
કે સાસુ કે તુમ સુણો, ગુજરીઆં લશ્કરમેં મત જાવરે,
કે દીલી શહેરકા બાદશાહ તુજે રખેગા બલ માંહરે.

કે સાસુનાં વાર્યાં ના રહે વહુ મહી વેચવાને જાયરે,
કે હાટે મોલા હાટ વાણીઆ ને ચોરે મોલા ચોપદારરે.
કે જે દેખે તે મોહી રહ્યાને બાદશાહ સરખા મોહેરે,
કે ચલી ગુજરીઆં મહી બેચનકું બેઠી લાલ બજારરે.
કે સિપાઇ બચ્ચાને ચાડી લગાઇ જીવજાન હુવા હેરાનરે,
કે અપને લશ્કરમેં એસી મહીઆરી ને એસા ન કોઇકા દુધરે.
કે બાદશાહકું તો ખબર હુઇને ગુજરી દેખન આયરે,
કે અલીઆં ગલીઆં કયા ફીરના ગોરી પેઠો પડદા માંહ્યરે.
કે પડદેમેં બેઠી મોજ કરો ગોરી ચાવો નાગરપાનરે,
કે અલીયાંરે ગલીયાં બહોત ભલી તેરે પડદેકું લગા દઉં આગરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે.
કે કાથ કથીરમેં કયા પહેરના ગોરી તમે પેરો સોના શેરરે,
કે કાથ કથીર મેરે બોત ભલી તેરે સોનેકું લગા દઉં આગરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે.
કે કાળી કંબલમેં કયા ઓઢના ગોરી પહેરો દક્ષણી ચીરરે,
કે કાળી કંબલ મેરે બહોત ભલી તેરે ચીરકું લગા દઉં આગરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે.
કે ઘેંસ છાશમેં કયા ખાના ગોરી ખાઓ મિઠાઇ માલરે;
કે ઘેંસ છાશ મેરે બહોત ભલી મેરા હિંદુકા અવતારરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે મકના હાથી અજબ બન્યા ગોરી હાથી દેખન આવરે,

કે તેરે હાથીમેં ક્યા દેખના મેરે ઘેર ભુરી ભેંસરે,
કે ટકે સવામણ દુધ કરે તારા હાથીથી ભલેરી મારી ભેંસરે.
કે દહી દુધકી નદી ચલાઉં માંખનકી બાંધું પાળરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેને જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે મેરા કુંવર ગોરી અજબ બન્યા ને કુંવર દેખન આવરે.
કે તેરા કુંવર મેં કયા દેખના મેરી ગાયોકા ગોવાળરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે મેરી સોળસેં રાણી ખુબ બની તે રાણી દેખન આવરે,
કે તેરી રાણીમેં કયા દેખના મેરે પાણીભરે પનીઆરરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેને જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે મેરા ઘોડા અજબ બન્યા ગોરી ઘોડા દેખન આવરે.
કે ..રે ઘોડે મેં કયા દેખના મેરે ઘેર ગવરી ગાયરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે મેરી મુછો અજબ બની ગોરી મુછો પર મોહી આવરે,
કે તેરી મુછોમાં કયા દેખના મેરા બકરા જેસા પૂંછરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેને જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે કીયું તમારૂં સાસરૂં ને કીયા પુરૂષ ઘેર નારરે?
કે ગઢગોકુળ મારૂં સાસરૂં ને ચાંપા પુરૂષ ઘેર નારરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેને જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,

કે મણુ [illegible] [illegible]વાણી તે શું છે તમારે નામરે,
કે [illegible]વરી [illegible]વાણીને મેના ગુજરી મારૂં નામરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે પહેલી મટકીકા મુલ કહે ગોરી ઉસકા કયા હોય મુલરે. ?
કે પહેલી મટકીકા મુલ કરૂં તો તેરી [illegible] આવે ભૂલરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.

કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે દુસરી મટકીકા મુલ કરે તે ગોરી ઉસકા કયા હોય મુલરે
કે દુસરી મટકીકા મુલ કરૂં તેરી સોલસેં રાણીઓરે ડુલરે,
કે સોલસેં રાણીઓ સર કરૂં તેરા કોઈ ના લેવે નામરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.

કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે તીસરી મટકીકા મુલ કરો તે ગોરી ઉસકા કયા હોય મુલરે
કે તીસરી મટકીકા મુલ કરૂં તેના મકના હાથી ડુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.

કે બાદશાહ કે સુંણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે ચોથી મટકીકા મુલ કરો તે ઉસકા કયા હોય મુલરે ?
કે ચોથી મટકીકા મુલ કરૂં તારી સારી દીલ્લી ડુલરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.

કે બાદશાહ કે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે,
કે તેરા રૂપ તો કીને દીયા જાણુ સાનું ઘડે સોનારરે,
કે અલ્લામીઆંને મુજે રૂપ દીયા ને કરમ દીયા કીરતારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.

કે ગરબડ [illegible] [illegible] બોલતી ગોરી [illegible] [illegible] બાતરે,
કે [illegible] [illegible] ક્યા બોલતી કાંઇ [illegible] બનાવું હૈ [illegible].
કે તું નવ જાણીશ [illegible] મારા ગુર્જર સાટે નવ લાખરે,
કે [illegible] તું [illegible] બાદશાહકું દેવે જવાબરે.

કે ગુજરી કે સુણ બાદશાહ હુવા ગુસ્સે [illegible] બાતરે,
કે આરે તમાશા ને ફિર [illegible] પકડી [illegible] હો જાય લાચારે.
કે ટીકે ટીકે તેરા ટટ્ટું બેચાઉં [illegible] દસ [illegible],
કે ટૂકે ટૂકે તેરી ઢાલ બેચાઉં ને ટૂકટૂકી તલવારરે.

કે બાદશાહકું તો ગુસ્સા લગા ને ડાલી બેડી ચાંયરે,
કે હાથમાં ડાલી હાથ કડીઓ ને ઉસકું હાથી પર બેઠ લાયરે.
કે હાથી કે હોદ્દે પર બેઠી ઉસકા કોય ન લેવે નામરે,
કે બાહાણુ વીરા વીનવું તને આપું હૈયાનો હારરે.

કે કાગળ જઇને આપજે મારા હીરા દીયેરને હાથરે,
કે હીરાએ કાગળ વાંચીઓ ને ભાઇ ગુજરી પડી બેડી માંહ્યરે.
કે ચાંપે કાગળ વાંચીઓ ને ભાઇ ગુજરી પડી બેડી માંહ્યરે,
કે છો પડી ભાઈ પડવા દો કાંઇ એવી લાવીયું બેચારરે.
કે તાણી બાંધો ભાઇ ઢાલ તરવાર ને તાણી બાંધો હથીઆરરે,
કે શુરા હોય સો સાથ ચલો ને નહી કાયરકા કામરે.

કે કેસરીઆ ભાઇ વાઘા પહેરો ને હો જાઓ લાલ ગુલાલરે,
કે ત્યાંથી હીરીઓ દોડીઓ ને ગયો ઘોડારની માંહ્યરે.
કે તાણી બાંધો તંગડા ભાઇ ઢીલી મેલોને લગામરે,
કે દીલી જીતીને ઘેર આવું તો રેવંત મારૂં નામરે.
કે હીરીઓ ઘોડો એકજ ચઢયો ને ગુર્જર ચઢયા નવલાખરે,
કે હીરીએ ઘોડા ખેડીઓ ને ઘોળી માર્યા પચાસરે.
કે લેજે ભવાની ભોગ આતો ગુર્જર કેરો રોગરે,

કે ચાંપે ઘોડા ખેડીઓ ને જાય દીઠીને મેદાનરે.
કે હીરીઓ પેઠા શહેરમાં કંદોઇ નાઠા જાયરે.
કે તોપોકી ધુમરાણુ હુંઇ ને હુવા અંધારા ઘોરરે.
કે બાદશાહકું તો ખબર નહી ને રઇયત નાઠી જાયરે,
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડયો બેકારરે.
કે સુતો બાદશાહ જાગીઓ ભાઇ ક્યા હોતા ધમરોળરે,
કે સુતો બાદશાહ જાગીઓને મુગલ ચઢયા બાણુલાખરે.
કે તાંબાની નોબત ગરગડે ને જેના ઢમક વાગે ઢોલરે,
કે ફાગણ સુદ ચૌદસના દહાડે મામલો મચ્યો જોરરે.
કે ગુજરી રહીને બોલીયાં ને બોલ્યાં એકજ બોલરે,
કે હીરીઓ પહેરે કાંચળી ને હથીઆર મુજને આપરે.
કે બાદશાહ સાથે એસી લડું મેરા જુગમાં હો જાય નામરે,
કે તલાવરે તાળી પડે ને બરછી ચાવે પાનરે.
કે અગાડી પીછાડી ડેરા તાણો ને બીચમાં રાખો મેદાનરે,
કે વચમાં રાખો ગુજરી ભાઇ જે જીતે તે લેઇ જાયરે
કે હીરોયો ને ચાંપો બોલીયા રાજા સાંભળો અમારી વાતરે,
કે પહેલો ઘાવ તમે કરો ને અમે તમારી રૈયતરે.
કે પહેલો ઘાવ બાદશાહે કીધો ગુર્જર લશ્કર માંલરે,
કે હીરીયોને ચાંપો ગુસ્સે થયા જેવો બકરામાં પડયો વાઘરે.
કે તલવારની તાલી પડે ને લોહીનો વરસ્યો મેઘરે,
કે તમારી ગુજરી તમને મુબારક ગુજરી અમારી બહેનરે.
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં સાસુને ઘેરરે,
કે સાસુ મેણું બોલીયાં વહુ જાઓ બાદશાહને ઘેરરે.
કે આ વહુઅરને જવા દો હું બીજી પરણાવું કાલરે,
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં નણદલને ઘેરરે.

કે નણદલ મેલ્યાં બોલીયાં ભાભી ભાગ્યો બાદશાહને ત્યાંયરે,
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાગઢરે;
કે પાવા તે ગઢમાં અલોપ થઇ ગઇ મહાકાળી કહેવાયરે.

## બાળકીઓનાં નિત્યકર્મની ગરબી.

૪૬

( મા પાવા તે ગઢથી ઉતર્યાં મહા કાળીરે. )

સુતાં ઉઠી શુભ રીતથી, સાહેલી રે.
પરમેશ્વર ભજવા પ્રીતથી; સાહેલી રે. ૧
પછી દાતણ પાણી થાય છે, સાહેલી રે.
જેથી દુરગંધી જાય છે; સાહેલી રે. ૨
નહાવું નિત્ય નિરમળ નીરથી, સાહેલી રે.
સઘળો જાય મેલ શરીરથી; સાહેલી રે. ૩
સંતોષે જમીએ જે મળ્યું, સાહેલી રે.
નહિ ખાઇએ નિત્ય ગળ્યું ગળ્યું; સાહેલી રે. ૪
પટકુળ ઝીણાં નહિ પહેરીએ, સાહેલી રે.
ગાવા ન જવું પરશેરીએ; સાહેલી રે. ૫
આભરણ ઝાઝાં નહિ ઇચ્છીએ, સાહેલી રે.
સદ્દગુણની શોભા પ્રીછીએ; સાહેલી રે. ૬
નિરલજની સોબત છોડીએ, સાહેલી રે.
વાહાલાંથી વૈર ન જોડીએ; સાહેલી રે. ૭
સઘળું સરખું નહિ લેખીએ, સાહેલી રે.
દિલમાં ડા'યાં થઇ દેખીએ; સાહેલી રે. ૮

## સ્ત્રીઓને ભણવા વિષે.

૪૭

( ભોળા પ્રભુ શિવશંકર ભોળા—એ રાગ. )

બેહેનો તમે ભાવ સહિત ભણજો,
ગ્રંથ રૂડા નિરખી તે નવ ગણજો; બેહેનો. ટેક.

ભણે તે તો ભગવાનને ભાવે,
એથી દીલ જ્ઞાન અધિક આવે;
તજી અવગુણ સદ્ગુણ લાવે. બેહેનો. ૧

ભણે તે તો અપજશથી ભાગે,
જેને ઘણી લાજનો ભય જાગે;
મોટી સતિયોનું પદ માગે. બેહેનો. ૨

દુરાચાર હોય ન ભણે તેમાં,
જગા જુઓ કેવી રહે જેમાં;
અધિક તો હશે અભણ્યા એમાં. બેહેનો. ૩

ભણેલી હતી રૂકમણી રાણી,
મીરાંબાઇ મુલકમાં વખણાણી;
જેની કવિતા જગ સૌ જાણી. બેહેનો. ૪

સ્ત્રીઓને પાપ ભણે લાગે,
એવું કોઇ લખી ન ગયા આગે;
મોઢે બોલનારા જુતી માગે. બેહેનો. ૫

ભણ્યા વિના ક્યાંથી અક્કલ આણે,
નીતિની રીતી તે કેમ જાણે;
ભણ્યા વિના જન પશુ પરમાણે. બેહેનો. ૬

ભણી ઘણી નાગરની નારી,
શી રીતે નહિ કહિયે સારી;
ચતુર બેન્ને ચિત્તમાં વિચારી. બેહેનો. ૭

ભજો તમે આળસ બધું છાંડી,
થશે તેથી લાજ નહિ થોડી;
કહે દલપત બેઉ કર જોડી. બેહેનો. ૮



## નિશાળે આવવા વિષે.

૪૯

( તમે હરી હૈઆના હાર છો—એ રાગ. )

આવજો આવજો આવજો રે,
આજ વહેલાં નિશાળે આવજો;
બેહેની મને બોલાવજો રે,
આજ વહેલાં નિશાળે આવજો. ટેક.
જો તમને અવકાશ ન આવે રે,
તો કોઇ સાથે કહાવજો રે; આજ. ૧
પાટી ને ખડીઓ લેખણ સાથે રે,
લખવાનો સામાન લાવજો રે. આજ. ૨
કક્કો ભણાવી મને આંક ગણાવી રે,
બારાખડી શિખાવજો રે. આજ. ૩
ભૂલો પડે કદી ભણતાં ગણતાં રે,
તો મને તરત બતાવજો રે. આજ. ૪
સારી શિખામણ શિખવીને સુજની રે,
બહુ હુશિઆર બનાવજો રે. આજ. ૫
સમજાવતાં કદી જો નવ સમજું તો,
શિળે સ્વભાવે સમજાવજો રે. આજ. ૬

હતી ભણેલી સતજુગની સતીઓ રે,
એવી મને આબરૂ અપાવજો રે. આજ. ૭
સારી સુધારો મારા મનની મનસારે,
દિલના દોષ દળાવજો રે. આજ. ૮



## સંસારમાં સુખ ભોગવાની ગરબી.

૭૯

( મા પાવાતે ગઢથી ઉતર્યાં મહાકાળીરે—એ રાગની. )

સંસાર વિષે બહુ સુખ, ઇશ્વર આપોને;
દિલડાનાં ટાળો દુઃખ, કુમતિ કાપોને. ૧
સઉ સંબંધીમાં સંપ, ઇશ્વર આપોને;
વળી જીવમાં આપી જંપ, કુમતિ કાપોને. ૨
ભણવા ગણવાનું ભાન, ઇશ્વર આપોને;
ગુણવંતુ આપી જ્ઞાન, કુમતી કાપોને. ૩
કોડીલો રૂડો કંથ, ઇશ્વર આપોને;
વળી પવિત્ર આપી પંથ, કુમતિ કાપોને. ૪
ઘરડા સસરો ઘરમાંહી, ઇશ્વર આપોને;
કંકાસ ન ઉપજે કાંઈ, કુમતિ કાપોને. ૫
સાસુ ગંગાજળ શુદ્ધ, ઇશ્વર આપોને;
વિચરૂં નહિ વચન વિરૂદ્ધ, કુમતિ કાપોને. ૬
જશવંતો રૂડો જેઠ, ઇશ્વર આપોને;
કરવા મઝીઆરો વેઠ, કુમતિ કાપોને. ૭
જેઠાણી કેરી જોડ, ઇશ્વર આપોને;
કરવાને પુરા કોડ, કુમતિ કાપોને. ૮

દિયર દીલનો દરીઆવ, ઇશ્વર આપોને;
દેરાણી રાણી રાવ, કુમતિ કાપોને. ૯
નાની નણુદી નણુંદોઇ, ઇશ્વર આપોને;
જીવમાં હું હરખું જોઇ, કુમતિ કાપોને. ૧૦
પ્યારી પુત્રી ને પુત્ર, ઈશ્વર આપોને;
સારૂં ચાલે ઘરસૂત્ર, કુમતિ કાપોને. ૧૧
વળી વેવાઇ ને વેવાણુ, ઇશ્વર આપોને;
સદ્‌ગુણુવાળાં સુજાણુ, કુમતિ કાપોને. ૧૨
સજ્જન ને શુદ્ધ જમાઇ, ઇશ્વર આપોને;
દઇ કંથને ઘણી કમાઇ, કુમતિ કાપોને. ૧૩
ઘાટડીઆળી ઘેર વહુ, ઇશ્વર આપોને;
દઇ બાળક બીજાં બહુ, કુમતિ કાપોને. ૧૪
અધિકો નિત્યે ઉદ્યોગ, ઇશ્વર આપોને;
રૂદીયાના ટાળી રોગ, કુમતિ કાપોને. ૧૫
સારી સાહેલી સંગ, ઇશ્વર આપોને;
આપી અધિકો ઉમંગ, કુમતિ કાપોને. ૧૬
વળી નિર્ભય નગર નિવાસ, ઇશ્વર આપોને;
આંગણીએ દઈ ઉજાસ, કુમતિ કાપોને. ૧૭
દિવાળી જેવા દિન, ઇશ્વર આપોને;
દઇ ઉચ્છવ નીત્ય નવીન, કુમતિ કાપોને. ૧૮
હૈડામાં હર્ષ હમેશ, ઇશ્વર આપોને;
વધતો તે થાય વિશેષ, કુમતિ કાપોને. ૧૯
પ્રભુ ભક્તિમાં પણુ ભાવ, ઇશ્વર આપોને;
કદી બને ન જૂઠે બનાવ, કુમતિ કાપોને. ૨૦

પરિપુરણ તમારો પ્યાર, ઇશ્વર આપોને;
આપી અમને આધાર, કુમતિ કાપોને. ૨૧
લોકોમાં રૂડી લાજ, ઇશ્વર આપોને;
વળી આપી અખુટ અનાજ, કુમતિ કાપોને. ૨૨
વળી સુધર્મમાં વિશ્વાસ, ઇશ્વર આપોને;
કાપી સઘળા કંકાસ, કુમતિ કાપોને. ૨૩
અંતરથી માગે આમ, ઇશ્વર આપોને;
દીનતાથી જયપતરામ, કુમતિ કાપોને. ૨૪

---

# સુંદરબાઇને શિખામણની ગરબી.

## ૫૦

( અચકો મચકો કારેલી—એ રાગ. )

ુંદર બાઇ ચાલ્યાં સાસરીએ,
ાબાપ શિખામણ આપે બેહેન, લાજ વધારજો લાખેણી.
ોચા કુળની નીરલજ નારી,
ત્રામીનું વેણ ઉથાપે બેહેન, લાજ વધારજો લાખેણી. ૧
ાસુજી કહે તે સાંભળજો,
ેથી વઢવાડ ન કરશો બેહેન, લાજ વધારજો લાખેણી.
ંખી રહેજો બોલ્યું સહુનું,
ાભિમાન ન અંતર ધરશો. બેહેન લાજ. ૨
રમાં બેઠાં ધંધો કરીએ,
ાધિર ધાણું નવ જાઇએ; બેહેન લાજ.
ને ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં,
ાને ઝાઝું શું કહીએ. બેહેન લાજ. ૩

મેલાં ઘેલાં સૌ નામ રહીએ,
ચટકો મટકો નેવ કરીએ. બેહેન લાજ.
કોઇ વાત કરે ન વાસિ લોકો,
એવું ન કદી આચરીએ. બેહેન લાજ. ૪
જે સપૂત છે સારી છોડી,
માબાપની લાજ વધારે. બેહેન લાજ.
મણિ લોહતણું સોનું કરશે,
સોબતિને એમ સુધારે. બેહેન લાજ. ૫
જે સંપ સગાંથી તોડે છે,
તે વખતે હાથ ઘસે છે; બેહેન લાજ.
જે સૌનું સારૂં ઇચ્છે છે,
તેના દિલમાં દેવ વસે છે. બેહેન લાજ. ૬

---

## ઘેલી મુસાફરીની ગરબી.

### ૫૧

( અમે ધડરીઓ ગઢ જીત્યારે આનંદ ભલા—એ રાગ. )

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલિયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલિયો. ૧
ગઇ રાતની રાખી એંઠીરે, સુણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલિયો. ૨
ઘણી રીતે ઘસી ઘસી થાકીરે, સુણો સાહેલિયો;
બહુ ડાઘ રહ્યા તોય બાકીરે; સુણો સાહેલિયો. ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલિયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલિયો. ૪

લઇ પથરો તપેલીને ફૂટીરે, સુણો સાહેલિયો;
પડયાં ખાકાં તપેલી તો ફૂટીરે, સુણો સાહેલિયો. ૫
થયા બપોર ભુખ તો લાગીરે, સુણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલિયો. ૬
એને વાસણ આપે ન કોઇરે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇરે, સુણો સાહેલિયો. ૭
તોય થૈ ન તપેલી સાજીરે, સુણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજીરે, સુણો સાહેલિયો. ૮
જેથી સ્વારથ આપણો જરીયેરે, સુણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરીયેરે, સુણો સાહેલિયો. ૯
લાત દુઝતી ગાયની ખમીયેરે, સુણો સાહેલિયો;
તેને તજીએ તો દૂધ ક્યાં જમીયેરે, સુણો સાહેલિયો. ૧૦
ક્રોધની સાથે હુંકારે લડીયેરે, સુણો સાહેલિયો:
એમાં આપણે હલકાં પડીએ, સુણો સાહેલિયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુંરે, સુણો સાહેલિયો;
દિલે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલિયો. ૧૨

---

## અભિમન્યુનો ચકાવો.

પદ

સરસ્વતી માતને વીનવુંરે, ગણપતિને લાગું પાયરે;
અજોધ્યા નગરીમાં દૈતનો વાસો તેનાં તે મસ્તક છેદોરે.
તે કાળે કૃષ્ણે કજીઓરે માંડયો.
તોમાંથી દૈતાણી નાઠી, ગયાં ગયાં વનમાં ગયાંરે;
વનમાં જઇ અહિલોચન જન્મ્યા.

સોના કામડડીને રૂપાના ભાલા, અહિલોચન રમવા નીસર્યારે;
જઇ રહ્યા જઇ રહ્યા વગડારે વચ્ચે.
વનરે વગડામાં એક પંખી જનાવર,
તેરે જનાવર અહિલોચને માર્યું, ડોસી તે મેણાં બોલીરે;
બહુ છે બળીયો બહુ બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને,
ત્યાંથી અહિલોચનને ઝાંઝો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે.
કે મારી મા મારો બાપ કેણે માર્યો?
બાર બાર વર્ષે દીકરા બાપ કેમ સંભાર્યો;
ડોસી તે મેણાં બોલીરે.
તારો તે બાપ કાળા કૃષ્ણે માર્યો,
ખમે કોડો લઇ અહિલોચન ચાલ્યા, જઇ રહ્યા વન વચ્ચેરે.
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં,
ડાળાં ડાળાં પડનારે મુકયાં, થડીયાં ઉપાડયાંરે.
લાકડાની બાંધી ભારીરે,
ત્યાંથી અહિલોચન સુતારી ઘેર આવ્યો,
ભાઇરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આપરે.
બોતેરખાનાને એકજ કોઠો.
ત્યાંથી અહિલોચન લવારી ઘેર આવ્યો,
ભાઇરે લવારી તું મારો વીરો, પેટી ચિતરી આપ સારીરે;
ત્યાંથી અહિલોચન દરજીડા ઘેર આવ્યો.
ભાઇરે દરજીડા તું મારો વીરો, આની મને ગાદી સીવી આપરે.
પેટી ઉપાડી અહિલોચન ચાલ્યો,
જઇ રહ્યો જઇ રહ્યો વગડારે વચ્ચે, વડની છાંયે પેટી મુકીરે;
બ્રાહ્મણને વેશે કાળા કૃષ્ણજી આવ્યા.

ક્યાં ગયો [illegible] મારારે જજમાન, [illegible]નું વેર વાળવા જાઉંરે.
કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા, દેહીનું પ્રમાણ આપોરે;
આપો મારા ગોરજી દેહીનું પ્રમાણ,
ત્યાંથી અહિલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અડકાવ્યાંરે.
ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોર ને તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે.
પેટી હતી તે આકાશે ઉડાડી.
આકાશના દેવતારે જગાડયા, આ જુદ્ધ કોણે માંડયાંરે;
અહિલોચન ને કાળા કૃષ્ણે માંડયાં.
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેષનાગ ડોલ્યારે;
આવું તે જુદ્ધ કોણે માંડયું,
અહિલોચન ને કાળા કૃષ્ણે માંડયું તેનો થયો ભડભડાટરે;
ત્યાંથીરે અહિલોચન મૃત્યુરે પામ્યા.
બન્ને પેટીને કાળો કૃષ્ણજી ચાલ્યા, જઈ રહ્યા દ્વારકા ગામરે;
પેટી હતી તે સુભદ્રાને આપી.
જોજોરે એની આ પેટી ઉઘાડતાં, સાચવી રાખજો પાસેરે;
નણંદ ભોજાઇ એ માથાંરે જુએ,
નણંદલ તમારા ભાઇ શું લાવ્યા, તે મુજને દેખાડોરે;
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી;
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું, શ્વાસમાં વાસ સમાઇ ગયોરે.
પેહેલોરે માસ એળેવેળે ગયો,
બીજેને માસે સૈયરને સંભળાવ્યું, ત્રીજાનો મરમ ન જાણ્યોરે;
ચોથે માસે માતાને સંભળાવ્યું.

પાંચમે માસે ભાભીને ચાખડી, ખૂંદે તે કદીયલ દુધરે;
સાતમેને માસે ખોળા ભરાવો.
ખોળા ભરાવીને મહીયર વળાવ્યાં, આઠમાનો મરમ ન જાણ્યોરે;
નવમેને માસે અભિમન્યુ જનમ્યા,
સોનાની સળીએ નાળ વધેર્યો, પાણી સાટે દુધડે નવરાવ્યારે.
ચીર ફાડીને બાળોતીયાં કીધાં,
જરતનારે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યારે;
સાત પાંચ વરસના અભિમન્યુ થયા.
લેઇ પાટીને ભણવારે ગયા, ભણી ગણી નવચંદા થયારે;
પોતાના કાકા સગાઇયોરે લાવ્યા,
ઓતરા અભિમન્યુ તારીરે નારી, વૈરાટની કુમારીરે;
લીલા ને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવોરે;
ત્યાંથી અભિમન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાયરે;
ત્યાંથી અભિમન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાં થયાંરે
ત્યાંથી અભિમન્યુ ભાગોળે આવ્યા, ભાગોળે ભેરો વગડાવોરે,
ત્યાંથી અભિમન્યુ ચોટામાં આવ્યા, ચૌટામાં ચમ્મર ઢોળાવોરે
ત્યાંથી અભિમન્યુ જાનીવાસે આવ્યા, સાસુજી પોંખવા આવોરે;
ત્યાંથી અભિમન્યુ તોરણે આવ્યા, મામાજી કન્યા પધરાવોરે,
ત્યાંથી અભિમન્યુ ચોરીમાં આવ્યા, મામાજી દ્યો કન્યાદાનરે,
પહેલુંને મંગળ વરતું ને ફરતું દાદાજી દો કન્યાદાનરે.
દાદાએ આપ્યાં ઘોડીલાનાં દાન,
બીજુંને મંગળ ચોરીમાં વરત્યું, માતાજી દો કન્યાદાનરે,
માતાએ આપ્યાં ગાવડીઓનાં દાન.
ત્રીજું તે મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે,
વીરાએ આપ્યાં વેલડીઓનાં દાન.

ચોથું તે મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે,
ભાભીએ આપ્યાં ઝોટડીયાનાં દાન,
ત્યાંથી અભિમન્યુ પરણીને ઉઠયા, માતાને પાએ લાગ્યારે,
પોતાની માએ આશીશરે આપી.

ઘણું જીવો દીકરા ઘણો આવરદા, ઓતરા તારી નારીરે,
જોજે અભિમન્યુ તારીરે ગોરી, ગોરી છે ગુણવંતીરે,
અમારા તે કુળમાં એવીરે રીતો, વર સાથે કન્યા ન હોયરે,
પહેલેરા પોહોરનાં શમણુંરે લાગ્યાં,
આરે શમણામાં કોરાં કાંકણ નંદ્યાં,
એરે શમણામાં દીકરી આળપંપાળ, તારાં શમણાં પડો સુકે લાકડેરે.
બીજારે પોહોરનાં શમણુંરે લાગ્યાં,
આરે શમણામાં કોરાં ઘરચોળાં પહેર્યાં.
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો રાંક રેંટીએરે,
ત્રીજેરા પોહોરનાં શમણુંરે લાગ્યાં,
આરે શમણામાં રાયકો આણુંરે આવે,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો સમુદ્ર બેટમાંરે,
ચોથેરા પહોરનાં શમણુંરે લાગ્યાં.

બાળુડો અભિમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણાં આવ્યાંરે,
ઓતરાના બાપની ઉંચી હવેલી,
સોના કચોળાં ને રૂપાના દોરા, ઓતરા માંથલાં ગુંથેરે;
હીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી વેગે આવતો દીઠોરે.
મારીરે મા તમે પોઢેલાં જાગો મા મારે આણલાં આવ્યાંરે;
ઘણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં;
બારીએથી રહી ઓતરાએ પૂછયું.

ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો,
બાળુડો અભિમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણે આવ્યોરે.

ઓતરાના બાપની ઉંચી હવેલી,
સોના કચોળાં ને રૂપાના દોરા, ઓતરા ચોટલો ગુંથેરે;
હીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી, વેગે આવતો દીઠોરે.

મારીરે મા તમે પોઢેલાં જાગો, મા મારે આણલાં આવ્યાંરે;
ત્રણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં,
બારીએથી રહી ઓતરાએ પુછ્યું.
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો,

બાળુડો અભિમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણે આવ્યોરે;
બારીએથી ઓતરાએ પડતાંરે મુક્યાં ના રહી શુદ્ધ ને સાનરે,
ઓતરાના દાદાએ ડોસીડા જગાડ્યા, ચુંદડી કાઢો આજ સારીરે;
સારી સારી કાઢે ને નુકશાન નીસરે,

દાદે ડોસીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાના દાદે મરૂડીયા જગાડ્યા, ચુડોલો કાઢો બહુ સારોરે,
સારા સારા કાઢે નંદાયલા નીસરે,

દાદે મરૂડીયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાના દાદે સોનીડા જગાડ્યા, વાળીઓ કાઢો આજ સારીરે;
સારી સારી કાઢે ને નંદાએલી નીસરે,
દાદે સોનીડાને મારવા લીધો,

ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાના દાદે વાણીડા જગાડ્યા,

ગજરા કાઢોને મોંઘા મુલનારે;
બીલેલા કાઢે ને કરમાએલા નીકળે,
દાદે માળીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે મોચીડા જગાડયા,
મોજડીઓ કાઢો મોંઘા મુલનીરે,
રાતી રાતી કાઢે ને કાળી કાળી નીકળે,
દાદે મોચીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે સરૈયા જગાડયા, કંકુ સારૂં સારૂં કાઢોરે;
કંકુ કાઢે ને કાજળ નીસરે.
દાદે સરૈયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે,
દાઢે સાસરવાસે ઓતરા વળાવ્યાં, રાયકો તેડીને જાયરે.

---

## વળામણાં.

૫૮

કે મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે૦
કે મને પુષ્પે તે સાથે તેડરે, બાળા રાજારે૦
કે મને યુદ્ધ જોવાના રસ કોડરે, બાળા રાજારે૦
કે આપણુ રારખા સરખી જોડરે, બાળા રાજારે૦
કે લાવ હું ધારૂં હથીયારરે, બાળા રાજારે૦
કે કરૂં કૌરવનો સંહારરે, બાળા રાજારે૦
કે છોડી યુદ્ધ વળોને ઘેરરે, બાળા રાજારે૦

કે તમને આપું મારા બાપનું રાજરે, બાળા રાજારે૦
કે નારી કેશ સમુળા કાઢેરે, બાળા રાજારે૦
કે રથ ઉપર દેહ પછાડેરે, બાળા રાજારે૦
કે રથ હાંકો તો રામજીની આણરે, બાળા રાજારે૦
કે રથ ખેડો તો કાઢું મારા પ્રાણરે, બાળા રાજારે૦
કે મારા વગડામાં રથડા રોકયારે, બાળા રાજારે૦
કે મારા સસરા મેણાં બોલ્યારે, બાળા રાજારે૦
કે વહુ આવતી ભમરાળીરે, બાળા રાજારે૦
કે મેંતો નથી દીઠી પગની પાનીરે, ઓતરા રાણીરે૦
કે તારૂં રૂપ દેખી સુર્ય ન ચડતરે, ઓતરા રાણીરે૦
કે મેંતો નથી દીઠી નાકની દાંડીરે, ઓતરા રાણીરે૦
કે મામા કૃષ્ણનો જાજો વંશરે, ઓતરા રાણીરે૦
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા રાણીરે૦
કે મને સમરથ સાસરી દેખાડરે, બાળા રાજારે૦
કે મને સાસરી જોવાના રસ કોડરે, બાળા રાજારે૦
કે મારા કાંકણ દોરા છોડાવરે, બાળા રાજારે૦
કે મને સમરથ સસરો દેખાડરે, બાળા રાજારે૦
કે મને ઘુંઘટ તાણવાના રસ કોડરે, બાળા રાજારે૦
કે મને દીયર દીવડો દેખાડરે, બાળા રાજારે૦
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળા રાજારે૦
કે મને નાનીશી નણુદી દેખાડરે, બાળા રાજારે૦
કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે, બાળા રાજારે૦
કે મને સમરથ સાસુજી દેખાડરે, બાળા રાજારે૦
કે મને પાયે-પડ્યાના રસ કોડરે, બાળા રાજારે૦
કે મને જોડની જેડાણી દેખાડરે, બાળા રાજારે૦

કે મને જોરૂ હીંડયાના રસ કાઢરે, બાળા રાજારે૦
કે મને વાડીલી દેરાણી દેખાડરે, બાળા રાજારે૦
કે મને વાઢ બીધાના રસ કાઢરે, બાળા રાજારે૦
કે મારૂં માથું વાઢીને દડો ખેલરે, બાળા રાજારે૦
કે તારી કેડની કટાર મને આપરે, બાળા રાજારે૦
કે મારી જમણી કુખ ધરો શરરે, બાળા રાજારે૦
કે તારી જમણી કુખ ના ધરીશરે, ઓતરા રાણીરે૦
કે તારી કુખે મોતીગર દીકરોરે, ઓતરા રાણીરે૦
કે રાણી દેશે રામનું નામરે, ઓતરા રાણીરે૦
કે રાણી રાખશે બાપનું નામરે, ઓતરા રાણીરે૦
કે તેથી સરશે તમારૂં કામરે, ઓતરા રાણીરે૦
કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે, બાળા રાજારે૦
કે તારાં આવતાં ઝીલીશ બાણુરે, બાળા રાજારે૦
કે ઝાલી ઝાલી ઘોડલીયાની વાગરે, બાળા રાજારે૦
કે મેલો મેલો ઘોડલીયાની વાગરે, ઓતરા રાણીરે૦
કે મારા ચડયા શા ભાઈબંધ દેખરે, ઓતરા રાણીરે૦
કે મેતો ધાવતાં બાળ વછોડયાંરે, બાળા રાજારે૦
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે૦
કે મેતો ખાવે છાણું ભાગ્યુંરે, બાળા રાજારે૦
કે મને તેનું પ્રાયશ્ચિત લાગ્યુંરે, બાળા રાજારે૦
કે મેતો દીવે દીવો કીધોરે, બાળા રાજારે૦
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે૦
કે હુંતો ખારે પાનીઓ પોતીરે, બાળા રાજારે૦
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે૦

કે મેં તો મ્હેલી નીક દીધો ધગારે, આળા સાંજરે૦
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે, આળા સાંજરે૦

---

૫૪

ઓ વાંસલડી, વેરણ થઇ લાગીરે વ્રજની નારને;
શું શોર કરે, જાતલડી તારી તું મન વિચારને;
તુંતો જંગલ કાષ્ઠ તણો કટકો, રંગ રસીયે કીધો રંગ ચટકો;
અલી તે પર આવડો શો લટકો, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૧
તને કાનકુંવર કરમાં રાખે, તું અધર તણો રસ નિત્ય ચાખે;
તુંતો અમને દુઃખડાં બહુ દાખે, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૨
તુંતો મોહનના મુખ પર મ્હાલે, તુજ વિના નાથને નવ ચાલે;
તુંતો શોક્ય થઇ અમને સાલે, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૩
તને હરિએ હાથ ગ્રહી લીધી, તને સૌમાં શિરોમણી કીધી;
ક્ષણું મુખથી નવ મુકે વીલી, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૪
હું તુજને આવી નવ જાણુતી, નહીં તો તુજ પર મેહેર ન આણુતી;
નારાં ડાળ મુળ સાહીને તાણુતી, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૫
દયાના પ્રીતમને પુરણ પ્યારી, તને અળગી ન મુકે ન્યારી;
તારો ભેદ ગુણ દીસે ભારી, ઓ વાંસલડી, વેરણ થઇ૦ ૬

---

૫૫

ઓ વ્રજનારી, શા માટે તું અમને આળ ચઢાવે;
પુણ્ય પુર્વ તણાં, તેથી પાતળીઓ અમને લાડ લડાવે;
મેં પુરણ તપ સાધ્યાં વનમાં, મેં લાડ તડકા વેઠ્યા તનમાં;
ત્યારે મોહને મેહેર આણી મનમાં, ઓ વ્રજનારી૦ ૧

હું ચોમાસે પાધર રહેતી, ઘણી મેઘ ઝડીઓ શરીરે સેહેતી;
સુખ દુઃખ કાંઇ દિલમાં નવ લેતી, ઓ વ્રજનારી૦ ૨
મારે અંતે વાઢ વઢાવિયા, વળતી સંઘાડે ચઢાવીયા;
તે ઉપર છેદ પડાવીયા, ઓ વ્રજનારી૦ ૩
ત્યારે હરિએ હાથ કરી લીધી, સહુકોમાં શિરોમણી કીધી;
દેહ અરપી અધર અંગે દીધી, ઓ વ્રજનારી૦ ૪
માટે દયાના પ્રીતમને છું પ્યારી, નિત્ય મુખથી રમાડે મુરારી;
મારો ભેદ ઘણો દીસે ભારી, ઓ વ્રજનારી૦ ૫

---

## ૫૬

આસો માસે શરદ પુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં.
સસરો મારો દેરાસરનો દેવ જો,
સાસુડી દેરાસર કેરી પુતળી.
જેઠ મારો આષાઢીલો મેહ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી.
દીયર મારો ચંપા કેરો છોડ જો,
દેરાણી છે ચંપા કેરી પાંખડી.
નણદલ મારી મોગરાની વેલ જો,
નણદોઇ તો છે વાડીમાંનો વાંદરો.
પરણ્યો મારો દીસે ચતુરસુજાણ જો,
તાણીને બાંધે છે નવરંગ પાઘડી.
ઘડી ઘડી જોઉં વ્હાલા કેરૂં મુખ જો,
વ્હાલા વીણ મારે ના ચાલે પા ઘડી.

---

૫૭

આવળી ગંગા સવળાં નીર, વહુને ઘેર સાસુ બેસવા જાય;
વહુ બેઠાં સિંહાસન ચઢી, ને સાસુ બેઠાં સાંગામાંચી ઢળી.
વહુ રે વહુ મારાં સમરથ વહુ, લંકા લખીરે દેખાડો;
કાને ન સુણ્યું બાઇજી નજરે ના દીઠું, કેમ લખાય લંકાનું ગઢું ?
બાઇજીને તો રીસ ચઢી ને દડવડ દડવડ પાછાં વળ્યાં,
વળો રે વળો મારાં બાઇજી રે લંકા લખીરે દેખાડું;
બાઇજીએ કાથો ચૂનો વાટીઓરે નાની નણંદે અડવાળ્યો,
દાતણ કરતી ડોસી લખી, વાસીદું વાળતી છોડી લખી;
પાણી ભરતી પાણીઆરી લખી, ચ્યારે બેઠા ચોવટીઆ લખ્યા,
ભાતે જતી ભતવાળી લખી, હળ ખેડતો હળખેડુ લખ્યો;
કોસ હાંકતો કોશીયો લખ્યો, પાણી વાળતો પાણતીયો લખ્યો.
ગાયો ચારતો ગોવાળ લખ્યો, છાણાં વીણતી છોડી લખી.
બતરીસ બતરીસ બ્હેનો લખી, છપ્પન કરોડ જમાઇડા લખ્યા,
દશ માથાનો રાવણ લખ્યો, મહીં સીતાની વાડી લખી.
ચાંદો સુરજ બે સાખીયા લખ્યા, રામ લક્ષ્મણ બે બંધવા લખ્યા.
સોના ગેડી ને રૂપા દડુલો રે, રામ રમવાને ગ્યા'તા;
રમી રમાડી ઘેર આવીયા રે, માતા પાણીડાં દોને,
હું નથી હમણાં નવરીરે, સામા ગોળેથી લ્યોને.
સામા તે ગોળા જળ ભર્યારે, રામે પાણીડાં લીધાં,
હાથ ધોયા ને પગ વીંછળ્યા રે રામ ઢોલીએ બેઠા,
ઉંચી તે મેડી ઉજળીરે સામા વેરીડા દીઠા.
માતા તે મારી માવડી રે વેરી કોણેરે લખીયા ?
હુંરે શું જાણું ભોળા રામજી રે, લક્ષ્મણ બંધવને પૂછો.
લક્ષ્મણ લક્ષ્મણ બંધવારે, વેરી કોણે રે લખીયા ?
હું રે શું જાણું ભોળા રામજી રે, બેની શાન્તાને પૂછો.

ઢીંગલીએ રમતાં બેનડીરે, વેરી કોણે રે લખીયા ?
હું રે શું જાણું ભોળા રામજીરે સીતા ભાભીને પૂછો.
સોળસેં સૈયરમાં સીતા રમે રે, ત્યાં રામનાં તેડાં,
નથી રે ફોડયાં, નથી ઢોળીયાં રે, આવ્યાં રામનાં શાં તેડાં !
પહેરણ પટોળાં લટપટે રે, સીતા અણુમણુતાં આવે,
સીતા રે મારાં સુલક્ષણાં રે, વેરી કોણે રે લખીયા ?
સાસુએ લખાવ્યા ને મેં લખ્યા રે, મારા કરમનો વાંક.
તારે જોઇએ તો લક્ષ્મણ તું પણ રાખ, નહિ તો સીતાને વન વોળાવ;
ઘેલા બંધવ તમે ઘેલું શું બોલો, મોટી ભાભી તે મારે માને તોલે.
કાળા બળદીઆ કાળી વેલ, સીતા ચાલ્યાં વનમાં વાસ,
પહેલો તે રથ જોડીઓરે, આડા સાપ ઉતરીઆ.
લક્ષ્મણ મારા દિયેરીઆરે, આવા શુકને ના જઇએ,
આવા શુકને વન જઇએરે, રૂડા રામના ના મળીએ.
બીજો તે રથ જોડીઓરે, સામી ઇંધણની ભારી
લક્ષ્મણ મારા દિયેરીઆરે, આવા શુકને ના જઇએ.
આવા શુકને વન જઇએ રે, રૂડા રામ ના મળીએ.
ત્રીજો તે રથ જોડીઓરે, સામી છાશની દોણી
લક્ષ્મણ મારા દિયેરીઆરે, આવા શુકને ના જઇએ,
આવા શુકને વન જઇએ રે, રૂડા રામ ના મળીએ.
ચોથો તે રથ જોડીઓરે, જઇ વગડામાં છોડયો.
લક્ષ્મણ મારા દિયેરીઆરે, વનમાં બીક રે લાગશે,
વનમાં તે ઝાઝાં વાંદરારે, ભાભી ! ગોઠડી કરજો.
લક્ષ્મણ મારા દિયેરીઆરે, વનમાં ભૂખો રે લાગશે,
વનમાં તે ઝાઝાં વનફળરે, ભાભી ખાજો ને રહેજો.
લક્ષ્મણ મારા દિયેરીઆરે, વનમાં તરસ્યા રે લાગશે,
વનમાં તે ઝાઝાં તળાવડાંરે, પાણી પીજો ને રહેજો.

ધરતી તે મારી માવડીરે, માંરો સમાસ કરજે
ધરતી ફાટી ને ચીતાળીઆંરે, સીતા ભોંમમાં સમાણાં.
ઘોડે ચઢીને રામ આવીયા રે, સીતાનો ચોટલો ઝાલ્યો.
મેલો મેલો રામજી ચોટલોરે, તમારે ઘરનાં શાં કામ ?
ચોટલાનો ઉગશે દાભડોરે, તેનાં શ્રાદ્ધ સરાવશે;
નાનાં મોટાં ને અવગતીઆંરે, તેનાં શ્રાદ્ધ સરાવશે.

---

## ગીતામાહાત્મ્ય.

### ૫૮

( પૂનમ ચાંદની ખીલી પૂરી અહિંરે—એ રાગ. )

લડવા કુરૂક્ષેત્રમાં ઉભા કૌરવ પાંડવોરે,
ત્યારે અરજુનને મન ઉપજ્યો છે વઇરાગ;
મૂકી શસ્ત્ર નીચે ને બેઠા રથમાં શોચતોરે,
" શાને કાજે રણમાં હણું સ્વજન મહારાજ ?
આવા ક્ષણિક ભોગને માટે પડવું પાપમાં રે." ૧
એવાં પાર્થ તણાં દીન વચનો સુણીને તે સમે રે,
દીધો કૃષ્ણ પ્રભુએ ગીતાનો ઉપદેશ,
ગુંથી વ્યાસમુનિયે જ્ઞાનકુંચી માંભારતે રે.
અદ્વૈત અમૃતને વરસાવે જે હંમેશ,
ભાખી અષ્ટાદશ અધ્યાય વિષે નારાયણે રે. ૨
આજે ભણતાં જેને નિર્મળ નરનારી થતાં રે,
પીડે આ અવનિનાં દુઃખો નહિ લવલેશ;
વિસરે અહંભાવ, મારૂં તારૂં આ વિશ્વમાંરે,

શત્રુ, મિત્ર સમાન ભૂલે સહુ પ્રત્યે દ્વેષ,
એવી પાપહારિણી ગીતાનો મહિમા સુણોરે. ૩
સઘળાં ઉપનિષદનો સાર લઈને કેશવે રે,
કરાવ્યું પૃથાતનુને ગીતાનું પયપાન;
વ્યાપ્યું ત્યાર પછી એ અમૃત આ પૃથ્વી પરેરે.
ઇચ્છે જે ભવસાગર તરવા સ્હેજે પાર,
ગીતા નાવ્ ઉપર બેસીને આનંદે પળે રે. ૪
જન્મી જગમાં ગીતા ભણી, સુણી નહિ કો થકીરે,
તેનું પાશવ જીવન લેખાતું ભૂભાર;
સઘળાં જ્ઞાન, કર્મ, વ્રત આચારાદિ વ્યર્થ છે રે,
જાણ્યો પુણ્યમયી ગીતાનો નહિ કંઇ સાર;
એવા જનને મુક્તિ માર્ગ કહો ક્યમ સાંપડે રે ? ૫
બોલ્યા ચક્રપાણિ, " અરજુન ! વાણી સુણ માહરીરે,
ગીતા હૃદય માહરૂં, ઉત્તમ અક્ષય જ્ઞાન;
મારૂં વસવાનું ઠેકાણું પણ ગીતા ગણોરે, "
જેના પાઠ થકી જે મળતું અવિચળ સ્થાન,
માટે શિખામણ માની નિશદિન ગીતા ભણોરે. ૬
મૃત્યુકાળે " ગીતા " શબ્દ મુખે ઉચ્ચારતાંરે,
મોટા પાપી નર પણ પાવન તરતજ થાય;
પામે વૈકુંઠે વાસો તાપો તનના ટળે રે,
એવો પુણ્યપ્રદાયી ગીતાનો મહિમાય,
સ્મરતાં આધિ ઉપાધિ ને વ્યાધિ સરવે ટળેરે. ૭
જે જન પાઠ કરીને અંતે આ મહિમા ભણે રે,
પૂરે પરમ કૃપાળુ પરમાત્મા સહુ કોડ,
વાધે માન વિશ્વમાં જપતાં શ્રી જદુનાથને રે;

તૂટે બંધન ભવનાં જીવન સફળ થઈ જાય,
નાનાલાલ સુખડાં પામી સ્વર્ગે સંચરેરે. ૮

---

## દાણલીલા.

### પદ

રાધા—પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ—વેચંતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દોની, વહેલી થાને વ્રજનારી. ૨
રાધા—નારીને તું ના બોલાવીશ, છાનો રહેને છોગાળા;
કઠણ રાજ છે કંસરાયનું, ગઉ ચારી ખા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ—હું ગોવાળીઓ તું ગોવાલણી, ફરી ગમે તો આવજે;
કંસ સરીખા સો હિમાયતી, સાથે તેડી લાવજે. ૪
રાધા—તેડી લાવું દો મને જાવા, રોકી રહ્યા છો વ્રજનારી;
રૂગનાથના સ્વામી શામળીઆ, ઘેલા દીસો છો ગિરધારી. ૫
શ્રીકૃષ્ણ—ઘેલો છું પણ દાણ નહીં મુકું, દોકલડો એકે ઓછો;
ગિરધારીએ ગોકુળ વાસ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા—મોટો છું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
પરઘેર રહી તું પેટ ભરંતો, તને દાણી કોણે કહાવ્યો. ૭
શ્રીકૃષ્ણ—વાંકાબોલી વાર કરે છે, કહે તો હૈયાનો હાર તોડું;
દાણ દધીનું દેને અબળા, નહી તો માથાનું માટ ફોડું. ૮
રાધા—હાર નહી તુટે માટ ન ફુટે, ન્યાય નગરમાં પૂછાશે;
રૂગનાથના સ્વામી શામળીઆ, કહો ગોકુળમાં કેમ રહેવાશે. ૯
શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે, દાણ દધીનું નહી મેલું;
ચીર હર્યાં તે ગયાં વિસરી, શામનીઓ કારણ પેલું. ૧૦

રાધા—નંદ તણે ઘેર નવલખ ગાયો, મ્હોટું તે ધન કહ્યું છે;
માતા તારી મહી વેચંતી, હમણાં રાજ આ આવ્યું છે. ૧૧
શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મહીયારી;
ધુર્તપણામાં છું ધુતારી, ઠગપણામાં છું ઠગારી. ૧૨
રાધા—તું ઠગારો તારી માનો પાળેલો, તારી માને મેણાં દેવરાવે;
રૂગનાથના સ્વામી શામળીયા, ઝાઝું તે શું કહેવરાવે. ૧૩
શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોઢું નથી રાખતી;
અમો છૈયે રાજા મહારાજા, અમને નથી તું ઓળખતી. ૧૪
રાધા—ઓળખું છું તું આવ્યો નાસી, મહાવનમાં તું છાનો છું;
જાદવકુળ મધ્યે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનો છું. ૧૫
શ્રીકૃષ્ણ—માતા જસોદા મોટાં બડભાગી, તેના અમો છીએ અધિકારી;
મોટા મુનિવર મર્મ ન જાણે, ગોકુળ વાસીએ મઉચારી. ૧૬
રાધા—ગૌચારી ઝોપી ઘેર વળતાં, અમને તમે રે ઓધાર્યાં;
રૂગનાથના સ્વામી શામળીયા, તમે જીત્યા અમે હાર્યાં. ૧૭

---

૬૦

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે,
તમે સમજી રહો મનમાંહ્યરે,
શામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા૦ ૧

શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હું તો નહીંરે જાવા દઉં તુજનેરે,
તારી મરડીને રાખીશ બાંહ્યરે,
મહીઆરી રાખ્યા દો દાણુ રે, તમે વાલા૦ ૨

રાધા—અલ્યા બાંલ શું મરડે વીઠ્ઠલારે,
મેંતો તુજ સરીખા ઘણા દીઠલારે,
આતો છે કંસનું રાજરે,
શામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા૦ ૩

શ્રીકૃષ્ણ—નારી કંસ થકી શું થાય છેરે,
એવા કંઇ આવે ને કંઇ જાય છેરે,
તારા ઉરના ઉતારીશ હારરે,
મહીયારી રાધા દો દાણશુંરે. તમે રાધા૦ ૪

રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે,
ઘેર સાસુડી દેશે ગાળરે,
શામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા૦ ૫

શ્રીકૃષ્ણ—નારી ગાળને આળ તે નહી અડેરે,
જેનું લેણું હોયે તે તો લડેરે,
એમાં દાણ મેલ્યાં કમણ જાયરે. મહીયારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંઇનો કાળીયોરે,
મથુરાંથી ગોકુળમાં આવીયોરે,
ચારી નંદ તણે ઘેર ગાયરે. શામળીયા૦ ૭

શ્રીકૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજ છેરે,
એતો પોત પોતાનું કાજ છેરે,
તેનાં મેણલીમાં નવ હોયરે. મહીયારી૦ ૮

રાધા—અલ્યા મેણાં માણસને લાગે જ્યારે,
સુણો વઢતાં હોય ત્યાં લો જ્યારે,
તને નિરલજને નહી લાજરે. શામળીયા૦ ૯

શ્રીકૃષ્ણ—નારી લાજે તે કાજ નવ સરેરે,
અહીંયાં બીક તે તું કોની ધરેરે,
આવ મળીયે આપણ જણ બેયરે. મહીયારી૦ ૧૦

રાધા—એવું નિરલજ માં બોલો શામળારે,
તારા ઉરના ઉતારીશ આંબળારે,
મુકો મુકોને અમારો હાથરે. શામળીયા૦ ૧૧

શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેલું તાહરોરે,
અહીંયાં અમલ થાય છે માહરોરે,
માટે દાણના દોકડા મેલરે. મહીયારી૦ ૧૨

રાધા—અલ્યા નંદ બાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે,
આવડો કેમ મત્સર હોયરે. શામળીયા૦ ૧૩

શ્રીકૃષ્ણ—નારી બખુભાનની તું છોકરીરે,
તારી પાસે નથી પૈ રોકડીરે,
આવડું કેમ અભિમાન હોયરે. મહીયારી૦ ૧૪

રાધા—હુંતો વિનતી કરૂં છું કયારનીરે,
સ્વામી રૂગનાથના હારી તમ થકીરે,
મહીનું તે દાણ નવ હોયરે. શામળીયા૦ ૧૫

---

## ૬૨

ગોપી—અલ્યા કાનજી તું ક્યારનો ઘેલો થયો જો,
તુંતો શેનું માગે છે દાણજો..
મહીના મટુકી મારી ફુટશેજી,
ગોરસની થાશે હાણજો, ઘેલું શું બોલે ગોવાળીયા જો. ૧
અલ્યા નવ જાણીશ કોઈ બાપડી જો,

કોઇ મળશે માથા ફેરી નારજો,
મારગ મુકીને રહે વેગળોજો,
મારા કંસને થાશે જાણુંજો. ઘેલું શું બોલે૦ ૨
કૃષ્ણ—તારો કંસ કુબુદ્ધિ નર શું કરેજો,
મારી સંગે છે સઘળા સાથજો,
આવી દહાડી તે દાણ ચોરી જતીજો,
ઘણે દહાડે આવી મારે હાથજો, ઓઢી તું જાત.
આહીરની જો. ૩
ગોપી—અલ્યા હાથની તે હોંશ રખે રાખતોજો,
હાથે ચારી જાણે છે ગાયજો,
પાલવ મુકીને રહે વેગળોજો,
મારા વ્રજમાં થાશે જાણુંજો. ઘેલું શું બોલે. ૪
કૃષ્ણ—અલી વ્રજમાં વસીને વેર વાળશુંજો,
રખે રાખતી હૈયામાં હામજો;
નંદજીના નામ પ્રતાપથીજો,
હુંતો છેદું તારા કંસનો કામજો. ઓઢી. ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો,
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો;
નાસીને છુટયો લાડકાજો,
આવી ઉછર્યાં છે વ્રજ માંયજો. ઘેલું શું બોલે. ૬
કૃષ્ણ—નારી વ્રજમાં વસીને વેર વાળશુંજો,
તુંતો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓઢી. ૭
ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો,

ચેટ મારે ચારે છે ગામ જો;
તું આવડો મેટોરે એમાં શયોજો,
તુને કોઈએ ન આપી કન્યાજો. બેલું શું બોલે. ૮

કૃષ્ણ—અતી આહીરની કન્યા અમો શું વરૂંજો,
અમો સદા કહેવાયા બ્રહ્મચારજો;
રખે પડછાયો પાડતીજો,
તુંતો ધાબળીની ઓઢનારજો. ઓછી. ૯

ગોપી—અલ્યા લાખ ટકાની મારી રોબડીજો,
હીરા જડીત્ર મારો છે હારજો;
આછી પટોળી મારે પેરણેજો,
તુંતો કામળીનો ઓઢનારજો. બેલું શું બોલે. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણીયોજો,
એનો શંકર સરીખો વણનારજો;
તેરે ઓઢણુ મારે કામળોજો,
તેનો શેષ ન પામે પારજો. ઓછી. ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો,
અમો ચંપક વરણી નારજો,
અલ્યા કાગા કનકને વેર વળ્યુંજો,
તુંતો પશુ તણો પિંઢારજો. બેલું શું બોલે. ૧૨

કૃષ્ણ—તું શાને નિસરી મહી વેચવાજો,
ભલી બેસી રેહેજે ઘર માંયજો,
દોલત ઘણી છે તારા બાપનેજો,
તું શાને આવે આહીંયાજો. ઓછી. ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાંજો,
જઇ પુછો જસોદા માયજો,
બાંધી મુઠી સવા લાખનીજો,
ઉઘાડીએ તો પત જાય જો. ઘેલું શું બોલે. ૧૪
કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવાજો,
મીઠી મેળવણીનો સ્વાદજો,
ફીકું પડશે તો પાછું આપશુંજો,
તું શાને કરે વિવાદજો. ઓછી. ૧૫
ગોપી—અલ્યા ગોરસ તણું કોણ ગજુંજો,
જેટલું પીએ એટલું પાતજો,
વચને વેર વાધ્યું ઘણુંજો,
કદી મન મેળાવો થાતજો. ઘેલું શું બોલે. ૧૬
કૃષ્ણ—અમે દાણને મશે શું દુભીએજો,
તુંનો ઘણી દીસે છે રીસાળજો:
હસીને તાળી લે હાથમાં જો,
તું પ્રીત ધરીને રસ આપજો. ઓછી૦ ૧૭
ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએજો,
હઠ કરે કંઇ નહી એકજો;
લાજ નહી તુને લાડકાજો,
મન આણને કંઇ વિવેકજો. ઘેલું શું બોલે. ૧૮
કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરેજો,
જવા નહીં દઉં નીરધારજો;
આપ્યા વિના કેમ છુટશોજો;
તારા મનશું તું વિચારજો. ઓછી૦ ૧૯
ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયોજો,

હઠ શાને કરો છો આંય જો,
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધ માંયજો ઘેલું શું બોલે. ૨૦
કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
તારા સાકર સરખા બોલજો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસ છું જો,
આ આપું તમોને કોલ જો. ઓછી૦ ૨૧
ગોપી—રાઢ ભાગીને રસ વાધીયો જો,
ગોવાલણી લાગી પાય જો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માયજો. ઘેલું શું બોલે. ૨૨
જે કોઇ ગાય શીખે ને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસજો;
દાણલીલા દીનાનાથની જો,
ગુણ ગાય રતનીયો દાસજો. ઘેલું શું બોલે. ૨૩

---

૬૨

શ્રીકૃષ્ણ—ઉંચી ને અલબેલડી, સાંભળને કહું વાત;
વૃંદાવનને મારગ જાતાં, કોણ છે તારી સાથ,
ઉભીરે વ્રજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે;
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળીરે. ૧
રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
મારગ મૂકી રહે વેગળો, તારે મોઢે નથી મુછ,
ચાલ્યો જા પાંસરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે,
તું તો ક્યાંનો કાનુડો દાણીરે, પાઉં તને પંદકે પાણીરે. ૨

કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માત પીતા, શું છે તારૂં નામ. ઉભી. ૩

રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
ભખુભાનની હું બેટડી, રાધા છે મારૂં નામ. ચા૦ ૪

કૃષ્ણ—બોલતી નોતી ને બોલવા શીખી, આવડું બોલી આજ;
વૃંદાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી. ૫

રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ;
વૃંદાવનનો મારગ રોકી, નિત્ય તપાસો લાગ. ચા. ૬

કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢકાં, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉભી. ૭

રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયાં, તું તો શાનું માગે છે દાણ. ચા. ૮

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડો કાન ફરી વળ્યો, તારો પ્રીને પાલવ સાહ્ય. ઉભી. ૯

રાધા—અમો બેટી ભખુભાનની, રાધા મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ. ચા. ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો, કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દેઉં તો, નંદબાવા ની આણ. ઉભી. ૧૧

રાધા—આણ તો માનું કંસની બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તે કોણજ હોય. ચા. ૧૨

કૃષ્ણ—કંસ તારો તે કોણ છે, મેં વશ કીધો સહુ ઠામ;
વિચારીને બોલજે તારી, શુદ્ધ ગઇ કે સાન. ઉભી. ૧૩

રાધા—શુદ્ધ ગઇ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ છૈયા નંદના, તારે મન વિચારીને જોય. ચા. ૧૪

કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે રાધા, દાણ લેવાને સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉભી. ૧૫
રાધા—આવોને ગોપીના વાલા, સાંભળ કહું તે વેણ;
તારી માને શું કહીયે, તારી પાસે ચરાવે ધેન. ચા. ૧૬
કૃષ્ણ—મેણાં બેણાં કરતી રહેજે, મહિયારી મદમાતી;
છાશ પીને ફાડા કાઢે, તું તો રંગે થઇ છે રાતી. ઉભી. ૧૭
રાધા—કાનજી કાળા ના કર ચાળા, મોરલીયેવાળા;
અડધી રાતે શું નાઠા, તમો ભરીને ઉચાળા. ચા. ૧૮
કૃષ્ણ—દાણના દોકડા લેઇશું રોકડા, બીજી ના કર વાત;
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીનાં માટ. ઉભી. ૧૯
રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે, તું નાનું સરખું બાળ. ચા. ૨૦
કૃષ્ણ—મહિયારી તું મદની માતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ઉભી. ૨૧
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં, હું આપીશ તાહારૂં દાણ. ચા. ૨૨
કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કહાન;
મહી ખપે કે ન ખપે, તું આપની મારાં દાણ. ઉભી. ૨૩
રાધા—મહીનાં દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો, હરિ આવજો મારે ઘેર. ચા. ૨૪
કૃષ્ણ—ક્યારની મેણાં દઇ રહી છે, કીધાં અદકાં વેર;
હેત કરી તું આપવા આવે, હવે લાગે તે કડવાં ઝેર. ઉભી.૨૫
રાધા—કહો તો હરિ ઘેરથી લાવું, કહો તો પાઉં આંહ;
હિમાના સ્વામી શામળા, તમો મનમાં ન લાવશો કાંય.

આવો આવો નંદના છૈયારે, તમે ગોકુળના મહીયારે;
વાતતો વિચારીને કહીયેરે, મારગથી અળગા રહીયેરે. ૨૧

---

## સીતાજીની કાંચળી.

૬૩

પંચવટીમાં સરોવર પાસે, રમતાં સીતા શ્રીરામ રે,
કનકતણો કુરંગ રાવણનો, આવ્યો તેણે ઠામ;
હો રમતાં રઢ લાગી રાણીને. ૧
સોનાનો મૃગ ને ત્વચા કનકની, નાભી કસ્તૂરી બેહેક રે;
ડમરો ચરતાં દીઠો જાનકિયે, નાચે નૌતમ લેહેક. હો રમતાં. ૨
સીતા—તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવો રે;
આપણે જ્યારે અયોધ્યા જઇશું, કાંચળડી સીવડાવો. હો રમતાં. ૩
રામ—સરોવર તીરે મૃગલો ઉભો, દીસંતો ઘણો રૂડો રે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈયાનો કૂડો. હો રમતાં. ૪
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી ઉપજાવ્યો રે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો. હો રમતાં. ૫
સીતા—પ્રત્યક્ષ પારખું મારા પિયુજી, સાચો હશે તો સહાશે રે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે. હો રમતાં. ૬
રામ—સાચો હોય તેને કયમ હણિયે, કયાં ગયું તમારૂં જ્ઞાન રે;
પોતાના સ્વારથને માટે, લ્યો છો પશુના પ્રાણ. હો રમતાં. ૭
સીતા—સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચી રે;
ઉજાતો મારી લાવો મૃગલો, તો જાણું વિદ્યા સાચી. હો રમતાં. ૮
રામ—બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફૂલ રે;
પાતાનો સ્વારથ સરતો હોય તો, પાપ ન કરિયે મૂળ. હો રમતાં. ૯

સીતા—સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મ રે;
મહારાજાને મૃગયા રમવું, ખરો ક્ષત્રીનો ધર્મ. હો રમતાં. ૧૦
રામ—મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશ રે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ. હો રમતાં. ૧૧
સીતા—સાધુપણાં જ્યારે એવાં આદર્યાં, ધનુષ બાણ શાને ઝાલો રે;
સાધુ થઇને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો. હો રમતાં. ૧૨
રામ—રામ કહે એ રાજપુત્રને, લખિયાં છે એંધાણ રે;
કદાપિ કોઇ બળિયો દુઃખ દે તો, તેના લેવા પ્રાણ. હો રમતાં. ૧૩
સીતા—શૂર્પનખા ભગની રાવણની, તેનો શો હતો વાંક રે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક. હો રમતાં. ૧૪
રામ—શૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવે રે;
એક થકી અમે વાજ આવ્યા, તો બીજીને કોણ લાવે. હો રમતાં. ૧૫
સીતા—સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલે રે;
સંસારનો લાવો મારા કંથજી, નારી માગે તે આલે. હો રમતાં. ૧૬
રામ—ઘેર બેઠાં માગો તે આપું, કાયર થાઉં કયમ રે;
વનમાં આવીને લેવાં રૂસણાં, નહિ સતીનો ધર્મ. હો રમતાં. ૧૭
સીતા—એવો કમખો મેં નથી પહેર્યો, કોટિ ઉપાયે કંથ રે,
જાત ભલી ને ભાત અનુપમ, ઉજ્જ્વળ અંગ અનંત. હો રમતાં. ૧૮
રામ—એથી રૂડો કમખો સીવડાવું, સોનાના તાર નંખાવું રે;
ચારૂ ફૂલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું. હો રમતાં. ૧૯
સીતા—નીપજાવ્યા જે વસ્તુ નીપજે, તેમાં તે શી વડાઇ રે;
અણનીપજી ને અમૂલ્ય જેની, જગમાં દીસે જુગતાઇ. હો રમતાં. ૨૦
રામ—એવા સ્વાદ હતા જ્યારે તમને, શીદ આવ્યાં હતાં સાથે રે;
ઘેર બેસી નવ રહી રે ઘેલી, ઓઢત પહેરત ખાંતે. હો રમતાં. ૨૧

સીતા—પતિવ્રતા મારૂં વ્રત પાળવું, પિયુ વિના કેમ રહેવાય રે;
એક ઘડી જો નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય. હો રમતાં. ૨૨
રામ—પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચન રે;
મુખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન. હો રમતાં. ૨૩
સીતા—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્ત્રીને માન નહિ પિયુનું તે, વાયે લીધી જાય. હો રમતાં. ૨૪
દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યો રે;
થોડું કામ ને આળસ કરવી, હજી નથી ગયો આઘો. હો રમતાં ૨૫
રામ—એ અણુસરજ્યું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તે રે;
વ્યાજ વધારતાં જાય મૂળગા, ત્યારે રહિયે હાથ ઘસતે. હો રમતાં. ૨૬
સીતા—વસ્તુ રાખોને દામ આપિયે, ત્યારે જાયે કથય રે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ. હો રમતાં. ૨૭
રામ—ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સુખ રે;
જળ કાંઠે રહીને જે કુવો, ખોદે તે મૂરખ. હો રમતાં. ૨૮
સીતા—સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમકારી રે;
મહા જોગિયે મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઇ સારી. હો રમતાં. ૨૯
રામ—તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્ય રે;
ગૃહસ્થને રાજ રિદ્ધિ રૂડી ને, જોગીને રૂડો જોગ. હો રમતાં. ૩૦
સીતા—ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયે રે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે. હો રમતાં. ૩૧
રામ—એવડો મોહ ન ધરિયે માનની, મનમાં સંતોષ સાહિયે રે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ચાહીએ. હો રમતાં. ૩૨
સીતા—સીતા કહે શા માટે ન કરિયે, સ્વાદ નવો નવો લેવો રે;
જોબનનો લાવો જીવજીવન, દિવસ ચારનો છે મેવો. હો રમતાં. ૩૩
રામ—અવસર કાંઇ ઓળખતી નથી, જેવો વેષ તેવું રમવું રે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજ આ વનમાં ભમવું. હો રમતાં ૩૪

સીતા—દુઃખના દિવસ કાલે વહી જાશે, વહાલે પામશો રાજ્ય રે;
સવેળાનું સંચર્યું હોય તો, અવસરે આવે કાજ. હો રમતાં. ૩૫
રામ—રાજ્ય બેસીશું ત્યારે મળશે, જેવી જોઇએ તેવી જાત રે;
ચૌદ વરસ વનમાં ભમવું સો, રાત આડીની શી વાત. હો રમતાં. ૩૬
સીતા—સીતા કહે આ માટે ન માગું, તમ સરખો પિયુ જ્યારે રે;
લક્ષ્મણ સરખો દિયર મારે, લાડ કરૂં પછી ક્યારે. હો રમતાં. ૩૭
રામ—રામ કહે તને એ શી લઘુપતા, અબળાનો અવતાર રે;
વનમાં રહીને લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર. હો રમતાં. ૩૮
સીતા—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્ત્રીને નહિ માન પિયુનું, તે વાએ લીધી જાય; હો રમતાં. ૩૯
રામ—રામ કહે તું વાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાજ્યું રે;
ફરશુરામ સાથે યુદ્ધ કરીને, અયોધ્યામાં ગાજ્યું. હો રમતાં. ૪૦
સીતા—મનસા વાચાએ વાલી હઉં, તો કહ્યું કરો મુજ કંથ રે;
ઘડિ અધઘડિ જો વિલંબ કરશો, તો પ્રાણનો આણીશ અંત. હો રમતાં.
રામ—રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમી જઇશ રે;
તમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ. હો રમતાં. ૪૨
સીતા—એ સોગઠાં હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસા રે;
ઘડિ અધઘડિનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા. હો રમતાં. ૪૩
પાસા પછાડી ધરણીધર ઊઠયા, ભાઇને ભળાવી નારી રે;
લક્ષ્મણ આપ તું ઓઢિયે રહેજે, મૃગને લાવું મારી. હો રમતાં. ૪૪
ધનુષ લેઇને ધાયા ધરણીધર, કુરંગ ઉપર દાઢ પીસે રે;
જેમ જેમ જઇ ઢુંકે જગજીવન, તેમ તેમ વેગળો દીસે. હો રમતાં. ૪૫
ચાપ ચઢાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણ રે;
મરતે મૃગલે ચીસ નાંખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ. હો રમતાં. ૪૬
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેડે છે તમારો રે;
કરૂણાને કહતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઇને ઓવારો. હો રમતાં. ૪૭

લક્ષ્મણ—લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનું રે;
રઘુનાથ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું. હો રમતાં. ૪૮

સીતા—દક્ષિણ દિશે દિયરિયા મારા, આઝાં રાક્ષસ દળ છે રે;
એકલડા જાણીને જાઓ, એને બાવીસનું બળ છે. હો રમતાં. ૪૯

લક્ષ્મણ—એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મારો ભ્રાત રે;
ચૌદ સહસ્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ. હો રમતાં. ૫૦

સીતા—દિયરિયા વેળા વેળાનાં ફળ છે, એવડો ગર્વ ન ધરિયે રે;
ક્યારે હારિયે ને ક્યારે જીતિયે, તે માટે સાંચરિયે. હો રમતાં. ૫૧

લક્ષ્મણ—લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાય રે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહિ ભરાય. હો રમતાં. ૫૨

સીતા—સીતા કહે તને શાનું દાઝે, જૂજવી માતા માટે રે;
સગો ભ્રાત શત્રુઘ્ન હોય તો, હમણાં દોડે ઉચાટે. હો રમતાં. ૫૩

લક્ષ્મણ—મુજને રામજી વાલા ન હોય તો, શીદ આવું હું સાથરે;
ભોળે ભાવે ભક્તિ કરૂં છું, જાણીને જ્યેષ્ઠજ ભ્રાત. હો રમતાં. ૫૪

સીતા—ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલે નહિ મીઠું રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું. હો રમતાં. ૫૫

લક્ષ્મણ—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યો રે;
રાત દિવસ મેં સેવા કીધી, એક ગુણ નવ જાણ્યો. હો રમતાં. ૫૬

સીતા—સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે;
સાદ સાંભળીને સાસો કીધો, ત્યારે હેત જણાણું. હો રમતાં. ૫૭

સીતા કહે તને શાનું દાઝે, વાલા નહિ શ્રીરામ રે;
બાંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ. હો રમતાં. ૫૮

લક્ષ્મણ—તમને અહિંયાં કો સારૂ મેલું, સાંસો કરૂં છું તેણે રે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મેહેણે. હો રમતાં. ૫૯

સીતા—તેવાં ભોળાં અમે નહિ દિયરિયા, મન વસિયા મહારાજ રે;
અવર પુરૂષ સાથે બોલું તો, લાગે કુળને લાજ. હો રમતાં. ૬૦
લક્ષ્મણ—કેટલું બળ તમ અબળા કેરૂં, તનક તાલ ને હેલાં રે;
રાંધ્યું ધાન્ય ને પ્રેમદા સરખી, વણસતાં નહિ વેળા. હો રમતાં. ૬૧
સીતા—સીતા કહે તું શું સમજાવે, સાસુતણા સુત કાલા રે;
એકલો ભેળડમાં શાને જાએ, પ્રાણ તને તારા વાલા. હો રમતાં. ૬૨
લક્ષ્મણ—મુજને પ્રાણ જો વાલા હોય તો, શીદ જાઊં હું વન રે;
વનફળ મેવા વીણી લાવું છું, બેઠાં કરે છો ભોજન. હો રમતાં. ૬૩
સીતા—સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારી રે;
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી. હો રમતાં. ૬૪
લક્ષ્મણ—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયે રે;
એક દહાડો હસ્યો હઊં તો, સરવે સાચું લહિયે. હો રમતાં. ૬૫
સીતા—કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમા જાણી રે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી. હો રમતાં. ૬૬
કવિ—વચનબાણ લાગ્યાં લક્ષ્મણને, તાપ ઊપન્યો તનમાં રે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં. હો રમતાં. ૬૭
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે દીધી રામની આણ રે;
કૂડે કપટે જે કોઇ આવે, તેના જાજો પ્રાણ. હો રમતાં. ૬૮
એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણિને લાગ્યો તાપ રે;
કઠણ વચન કહ્યાં દિયરને, તેનું લાગ્યું પાપ. હો રમતાં. ૬૯
લાગ જોઇ લંકાપતિ આવ્યો, પાપિયે ચલાવ્યા ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ. હો રમતાં. ૭૦
ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધરિયું રે;
ક્ષુધાર્તિને ભિક્ષા આપો, આવી એમ ઊચરિયું. હો રમતાં. ૭૧

આવો પ્રભુજી બેસો રૂષિજી, અમૃત બોલ્યાં વાણી રે;
ઊઠીને આસન ત્યાં આપ્યું, ધર્મ ગૃહસ્થનો જાણી. હો રમતાં. ૭૨
રાવણ—કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથ રે;
ઊજડમાં એકલડાં મેલીને, ક્યાંહાં ગયા બળવંત. હો રમતાં. ૭૩
સીતા—જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુ રે;
તાતતણું વચન પાળવાને, અમે ત્રણે વન વાસ્યું. હો રમતાં. ૭૪
સોનાના શૃંગનો મૃગ આવ્યો તો, કંચુકીની થઈ અભિલાખા રે;
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા. હો રમતાં. ૭૫
કવિ—શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મ રે;
એ પર પગ મેલી ભીખ આપો, રહેશે તમારો ધર્મ હો. રમતાં. ૭૬
પાપીનો પરપંચ ન પ્રીછ્યો, ભામિની થઇ હૈયે ભોળી રે;
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી. હો રમતાં. ૭૭
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયો રે;
ઊપાડી લીધી અબળાને, હરણ કરી સાંચરિયો. હો રમતાં. ૭૮
ત્યારે તરૂણીને ત્રાસજ પડિયો, ધાજો લક્ષ્મણ રામ રે;
આ પાપી કોઇ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ. હો રમતાં. ૭૯
ત શબ્દ સાંભળી પંખા આવ્યો, દશરથનો તે મિત્ર રે;
સીતાને મૂકાવા કારણ, માંડયું યુદ્ધ વિચિત્ર. હો રમતાં. ૮૦
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહીને રે;
રૂધિરાળા પાષાણ ગીરાવ્યા, ભારે પડિયો થઇને. હો રમતાં. ૮૧
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢમાંય રે;
મૃગ મારીને રામજી વળિયા, જે જે રાઘવરાય. હો રમતાં. ૮૨
નથી રે સીતા નથી રે સીતા, નથી રે મઢુલી માંય રે;
કાગારોળ ત્યાં થઇ રહ્યો છે, ચકડોળ વાતે ત્યાંય. હો રમતાં. ૮૩
પગલે પગલે શોધતા તેને, ગયા તે બેઉએ ભાઇ રે;

રૂષિમુખ પર્વત માંહિ પહોચ્યા, જ્યાં છે વાંદરનો રાય. હો રમતાં. ૮૪
સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાલીને નાંખ્યો મારી રે;
વાલિનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આપી નારી. હો રમતાં. ૮૫
નર વાંદર એકઠા કરીને, સાગર બાંધી પાજ રે;
રાવણને મારી કરીને, વિભીષણને આપ્યું રાજ. હો રમતાં. ૮૬
યુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવી રે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી સીવડાવી. હો રમતાં. ૮૭
જે કો ગાએ ભણે સાંભળે, તેહતણાં દુઃખ વામે રે;
ધર્મ અર્થ ને કામ મુક્ત ફળ, ચાર પદારથ પામે. હો રમતાં. ૮૮



૬૪

કાન—ધુતારી ઘુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે;
ઉંચીને અલબેલડીરે, પાતળાં પરિધાન;
જોબનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતારી૦ ૧
ગોપી—ન્હાની વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ;
મ્હોં ખાયને આંખડી લાજે, શાનું માગે છે દાણ;
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુંછું નંદના માટેરે. ચાલ્યો૦ ૨
કાન—આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજ્જા શાની, છે વઢકણાની રીત. ધુતારી૦ ૩
ગોપી—પાધરી વાટે તે લડેરે, જેને હોય બે બાપ;
એ દાણ શું લખાવી લાગ્યો, કંસરાયની છાપ. ચાલ્યો૦ ૪
કાન—છાપ તો તારો બાપ કરે છે, સેંકડો ભ્રખુભાન;
અમો કુંવર નંદરાયના, ગણું કંસને તૃણ સમાન. ધુતારી૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે, લોક સાથે શાં લાડ;
ભીખ માગી માગીને જીવવું, માનો પરમેશ્વરનો પાડ. ચાલ્યો૦ ૬

કાન—ગોપી ગાળ દીયો અહંકરી, છે જોબનવરનો જોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરતી ઓરો. ધુતારી૦ ૭
ગોપી—કાન ધર્યાનું કામ શું છે, સમજી મનની વાત;
એવો કો દેખતી નથી, જે અડકાડી શકે હાથ. ચાલ્યો૦ ૮
કાન—આવે નારી ઇંદ્રાણી તો, જાય મુકી માન;
તારૂં સર્વસ્વ લઉં સુંદરી તો, મારૂં નામ છબીલો કાન. ધુતારી૦ ૯
ગોપી—છ વરસનું છોકરડું ને, ચોરી પીતો છાશ;
સર્વ આપું શામળા તું, આવ મારી પાસ. ચાલ્યો૦ ૧૦
કાન—તું મદમાતી મહીયારી, હું નિકટ ન્હાનું બાળ;
બાળપણું તમને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ધુતારી૦ ૧૧
ગોપી—વિવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીયો, ગોપી લાગી પાય. ચાલ્યો૦ ૧૨

---

૬૫

આજની ઘડીરે રળીયામણી,
હાંરે મારા વાલાજી આવ્યાની વધામણીજીરે. આજની૦ ટેક૦
હાંરે પુર્યો પુર્યો સોહાગણ સાથીયો,
હરિ ઘેર મલપતો આવે તે હરિ હાથીયોજીરે. આજની૦ ૧
હાંરે સખી આડેરા વાંસ અણાવીયે,
હાંરે મારા વાલાજીના મંડપ રચાવીએજીરે. આજની૦ ૨
હાંરે સોહાગણ ચાર તેડાવીએ,
હાંરે મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે. આજની૦ ૩
હાંરે સોહાગણ મળજો જે ઘડી,
હરિ મારા પ્રભુજી પધારે તે ઘડીએજીરે. આજની૦ ૪

હરિ રસ મીઠડાથી અતિ મીઠડો,
મેહેતા નરસૈંયાનો સ્વામી કોઇએ દીઠડો હોજીરે. આજની૦ ૫



૬૬

હરિ દાણુ માગેરે દાણુ માગે,
હાંરે તારી મીઠડીના બોલ આણુ વાગેરે. દાણુ માગે.
હરિ કાન કીયા મુલકનો સુબો,
હાંરે મારા મારગ વચ્ચે ઉભોરે. દાણુ માગે. ૧
હાંરે કાન કીયા મુલકનો રસીયો,
હાંરે મારા મારગ વચ્ચે વસીયોરે. દાણુ માગે. ૨
હાંરે કાન કીયા મૂલકનો દાણી,
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણુ માગે ૩
હાંરે કાન કીયા મૂલકનો મેહેતો,
હાંરે મારા મારગ વચમાં રહેતોરે. દાણુ માગે. ૪
હાંરે કાન જળ જાુમનાંને આરે,
હાંરે એમાં કોણુ જીતે ને કોણુ હારેરે. દાણુ માગે. ૫
હાંરે કાન નથી સાકર નથી મેવા;
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણુ માગે. ૬
હાંરે મેહેતા નરસઇંયા સ્વામીને વારી,
હાંરે ગઉ ગોવાળીયામાં ચારીરે. દાણુ માગે. ૭

## ગોવાળીયાનાં હારિયાં.

૬૭

દુધ પીયો જાવા દો અમને, શાને રોકો છો વન;

એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂં તન. દુધ૦ ટેક.
કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પુઠે આવે સૈયર સાથ. દુધ૦ ૧
દિવસે પરણ્યા પીયુ સાથે, ઉભા રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગા રહો તો, પરશું કેમ બોલાય. દુધ૦ ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે ભોગની રીત;
તેણે હું પ્રીછું નહી, જે પુરૂષ કવી પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછું નહી કાંઇ તેહ. દુધ૦ ૪
તમ સરખી હોય તેને વાહો, મુકોની મારો હાથ;
બાળપણે એવુ કરો જે, આગળ વાધે લાજ. દુધ૦ ૫
કાલ પિતા પરણાવશેરે, ઉત્તમ સુંદીર નાર;
પરની ઘર વસે નહી, એ વેદનો ઉહેવાર. દુધ૦ ૬
સુખ ટળે શરીરનું જો કોઇશું લાગે મન;
ચિંતવ્યું તો નવ પામીએ, અતિ દોહલો દુરીજન. દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુધ૦ ૮
મારગમાં ન બોલાવીએ, આવતા દેખે લોક;
ભણે પ્રભુ રંગનાથજી, જુઠાં આળ ચડાવે લોક. દુધ૦ ૯

---

૬૮

જાઓ નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ;
જો તું ખાતીશ ઢુકડો તો, કંસરાયની આણ. જાઓ૦ ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચંતી કાલ;
હસી થઇ વનમાં રહ્યો, કો શોખ્યો તું આલ. જાઓ૦ ૧

માથા ઉપર પાઘડી ને, અણીઆળાં લોચન;
કરમાં કાળી કાંબળી, કાં વદે મીઠાં વચન. જાઓ૦ ૨
અંગ માં મોડીશ આપડું તું, રાખજે તારો ભાર;
ચંચળ ચાળા કહાના કાળા, હું તે તારી નહો નાર. જાઓ૦ ૩
મેં તને નિરમળ સાંભળ્યોરે, વસતો વૃંદાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે આરું મન. જાઓ૦ ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂગનાથ. જાઓ૦ ૫



૬૯

ઉભી રહે આહેરડી, તું બોલની વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખારે, અવર નહી કોની તોલ. ઉભી૦ ટેક.
મારગે છોડી અંબોડલોરે, હીંડતી મોડામોડ;
શેરી જોઇને ચાલીએ, ઘેર કંથ સારો હોય. ઉભી૦ ૧
સતી સામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે, તેની આંખલડી ઓળખાય. ઉભી૦ ૨
દાણ લાગે આ ઠાસનુંરે, અહીં નથી કંસનો લાગ;
વણ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦ ૩
આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાલણ પ્રભુ રૂગનાથજી, અંતર આણી થાપ. ઉભી૦ ૪



૭૦

આરો આવરે આહીરડા, મેં જાત તારી જાણી. ટેક.
જુલમ કરો છો જોરાવરારે, કંસરાયને કહીશું;
નિત્ય ઉઠીને દુઃખ દેછો, તારૂં ગોકુળ મુકીને જઇશું. આરો૦ ૧

અમે દાણી નંદરાયનારે, મન માને તે લઇશું;
કહેજે તારા કંસરાયનેરે, અમે ઉત્તર કહીશું. ઓરો૰ ૨
તું સરખા મારે ઘેર ઘણારે, આણે પાયે પાણી;
તારૂં બોલ્યું સાંખું હુતો, નંદનો કુંવર જાણી. ઓરો૰ ૩
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ. ભાલણ પ્રભુ રૂગનાથ. ઓરો૰ ૪

---

૭૧

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકોજે:
છોરા આહીરનારે, તારા મુખનો મટકોજે. ટેક.
ચટકો તારી ચાલનો, પાવડીએ કંગરંકાર;
ઘુમક ઘુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબીલા૰ ૧
તાણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોગ;
શેરીએ લડથડતો હીંડે, મુખ મોરલી ધનઘોર. છબીલા૰ ૨
મુખ બતાવીને ઘેલાં કીધાં, જાણે હરાયાં ઢોર;
ભાલણ પ્રભુ રૂગનાથજી મારા, ચિત્તલડાના ચોર. છબીલા૰ ૩

---

૭૨

બખુભાન કેરી બેટી, રાણી રાધા છે મારૂં નામ;
દધી તણો જો ખપ કરો તો, આવજો ગોકુળગામ. બખુ૰ ટેક.
લંપટ સંપટ નાથજીરે, કપટી કાળા કાન;
દધી તણું જો દાણ લેશો તો, કંસને થશે જાણ. બખુ૰ ૧
વૃંદાવનની વાટમાં તમે, શાને રોકો છો બાટ;
તારી માતા તો આવડું મોટું, લેતી મહીનું માટ. બખુ૰ ૨

રાધા તો દાણ નહી આપેરે, તમારૂં શું જોર;
પિતા મારો જો જાણશે તો, કરશે પાધરા ઢોર. અખુ૦ ૩
સીધે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂગનાથ. અખુ૦ ૪

---

## ગર્વ વિષે.

૭૩

બેનીરે તમે ગર્વે ન છલકાશો, ફુલાયુજી થઈ નહી ફુલાશો. બે૦ ટેક
ગર્વથી સર્વે જનો ગાડા, ઉડયા ગર્વે બહુ જનના આટા. બે૦ ૧
ગયાં રાજ ડુબી ઘણાં ગર્વે, સુતા મોતની સોડમાં સર્વે. બે૦ ૨
અભિમાની કરી પડયો કેવો, ગયો મરી રાવણના જેવો. બે૦ ૩
દીધું દુઃખ દ્રૌપદીને જ્યારે, મુઓ દુષ્ટ દુર્યોધન ત્યારે. બે૦ ૪
ગરવ દીલ રાખે તે ઘેલી, કરો મન મોટું કુંપદ મેલી. બે૦ ૫
કુતરૂં કોઇ ગાડા તળે ચાલે, બધો ભાર પોતા શિરે ભાળે. બે૦ ૬
જાણી ગણી ગર્વ નહી મારે, પડયું પાણીમાં ભણનર ત્યારે. બે૦ ૭
હું છું ડાહી સૌ થકી રૂપાળી, બક એવું હોય કુંપદવાળી બે૦ ૮
પુરૂં હોય પોત ન પ્રકાશે, અધુરો ઘડો ઝટ છલકાશે. બે૦ ૯
બીજાને તુચ્છપણે બોલે, ઠરે તેહ તરણાને તોલે. બે૦ ૧

---

## હિતશિક્ષા.

૭૪

( સાંભળને તું સજની મોરી–એ દેશી. )

સાંભળજો સજ્જન નરનારી, હિત શિખામણ સારીજીરે;

રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરનારી, સુણજો સજ્જનો રે૦ ૧
મુરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળી નારૂજીરે;
જો સંસારે સદા સુખ વાંછો, ચોરની સંગત વારૂ. સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચશું નેહ ન ધરીએજીરે;
ખાંપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરીએ. સુણજો૦ ૩
કામ વિના પર ઘેર ન જઇયે, આળે ગાળ ન દીજેજીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ, કુટુંબ ક્લેશ ન કીજે. સુણજો૦ ૪
દુશ્મનશું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે;
માત બેનશું મારગ જાતાં, વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫
રાજા રાણી ધરનો સોની, વિશ્વાસે નવ રહીએજીરે;
માત પિતા ગુરૂ વિણુ બીજાને, ગુંજની વાત ન કહીએ. સુણજો૦ ૬
અજાણ્યા મારગે નવ જઇએ, ઝાડ તળે નવ વસીએજીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુરજનથી દૂર ખસીએ. સુણજો૦ ૭
રમત રમતાં રીસ ન કરીએ, ભય મારગ નવ જઇએજીરે;
બે જણ વાત કરે જયાં છાની, ત્યાં ઉભા નવ રહિયે. સુણજો૦ ૮
હુંકારા વિણુ વાત ન કરીએ, ઇચ્છા વિણુ નવ જમીએજીરે;
ધન વિદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ. સુણજો૦ ૯
ગુરૂ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસીએજીરે;
હાથી વાઘ સરપ નર વઢતાં, દેખીને દૂર ખસીએ. સુણજો૦ ૧૦
કુવા કાંઠે હાંસી ન કરીએ, કેફ કરી નવ ભમીએજીરે;
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએ. સુણજો૦ ૧૧
ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએજીરે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરીએ. સુણજો૦ ૧૨
નાણું માંડી આળસ છાંડી, દેવાદાર ન થઇએજીરે;
દુષ્ટ બાધાદિક સ્થાનક વરજી, દેશાવર જઇ રહીએ. સુણજો૦ ૧૩

ધનવંતોને વેષ મલીનતા, પગશુ પગ ઘસી સુવેજીરે;
નાપીક ઘેર જઈ શીર મુડાવે, પાણીમાં મુખ જુવે. સુણજો૦ ૧૪
નાવણ ધાવણ સુંદર ન કરે, બેઠાં તરણાં તોડેજીરે;
ભોંય ચિત્રામણ નગ્ન સુવે તો, તેને લક્ષ્મી છોડે. સુણજો૦ ૧૫
માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામોજીરે;
દેવ ગુરૂનાં દરશન કરીને, કરો સંસારનાં કામો. સુણજો૦ ૧૬
બે હાથે માથું નવ ખણીએ, કાન નહિ ખોતરીએજીરે;
ઉભા કેડે હાથ ન દઈએ, સામે પુર ન તરીએ. સુણજો૦ ૧૭
તેલ તમાકુ દૂર તજી દે, અણગળ જળ ન પીજેજીરે;
કુળવંતી સતીને શિખામણ, આના ભેગી દીજે. સુણજો૦ ૧૮
સાસુ સસરો જેઠ જેઠાણી, નણદી વિનય નવ મુકોજીરે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચુકો. સુણજો૦ ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે, પરમંદિર નવ ભમીએજીરે;
રાત પડે ઘરબ્હાર ન જઈએ, સઉને જમાડી જમીએ. સુણજો૦ ૨૦
ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કરીએજીરે;
સેજે કોઈક આળ ચઢાવે, એવું શોદ આદરીયે. સુણજો૦ ૨૧
નિજ ભરથાર ગયા દેશાવર, તવ શણગાર ન ધરીએજીરે;
જમવા નાત મહિં નવ જઈએ, દુરિજન દેખી ડરીએ. સુણજો૦ ૨૨
પરશેરી ગરબો ગાવાને, મેળખેળે નવ જઈએજીરે;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ ન થઈએ. સુણજો૦ ૨૩
ઉપડતે પગ ચાલ ચાલીએ, હુનર સહુ શીખી લીજેજીરે;
સ્નાન સુજલો રસોઈ કરીને, દાન સુપાત્રે દીજે. સુણજો૦ ૨૪
શોક્ય તણું નાનું બાળક દેખી, ખેદ ન ધરશો હૈયેજીરે;
તેની મુખ શીતળ આશિષે, પુત્ર તણાં ફળ લહીએ. સુણજો૦ ૨૫
બાર વરસ બાળક સુરપાલી મા, એ બે સરખાં કહીએજીરે;
[illegible] મુખ લીધા સામે, ખેદ [illegible] દુઃખ લહીએ. સુણજો૦ ૨૬

નરનારી બેઉને શિખામણ, મુખ લવરી નવ હસીએજીરે;
નાત સગાંનાં ઘર છોડીને, એકલડાં નવ વસીયે. સુણજો૦ ૨૭
વમન કરીને ચિંતા ઝાળે, નબળે આસન ન બેસીએજીરે;
વિદીશ દક્ષિણ દિશ અંધારે, બોટયું પશુએ ન ખાઇએ. સુણજો૦ ૨૮
અંજાણે તરૂવતી પાતરે, પેટ અજીરણ વેળાજીરે,
અગાસે ભોજન નવ કરીએ, બે જણ બેસી ભેગા. સુણજો૦ ૨૯
અતિશે ઉનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવુંજીરે;
માનપણે અડીંગણ વરજી, જમવા પહેલાં નાવું. સુણજો૦ ૩૦
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી નવ જમવુંજીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું. સુણજો૦ ૩૧
કંદમૂળ અભક્ષને ઓળો, વાસી વીદળ વરજોજીરે;
જુઠ તજો પર નીંદા હિંસા, જો વળી નર ભવ સરજો. સુણજો૦ ૩૨
વ્રત નિયમ ધરીએ ગુરૂ હાથે, તિરથ જાત્રા કરીએજીરે;
પુણ્ય ઉદય જો મોટો પ્રગટે, તો સંઘવી પદ ધરીએ. સુણજો ૩૩
મારગમીં મન મોકળું રાખી, બહુ વિધી સંઘ જમાડોજીરે;
સુરલોકમાં સુખ સઘળાં પામે, પણ નહી એવો દહાડો. સુણજો૦ ૩૪
તિરથ તારણ શિવ સુખકારણ, સિદ્ધાચળ ગીરનારેજીરે;
પ્રભુ ભક્ત છે ગુરૂ શરણે, ભવજળ તારે એક અવતારે. સુણજો૦ ૩૫
લૌકિક લોકોત્તર હિતશિક્ષા છત્રીસી એ બોલીજીરે;
પંડિત શ્રી શુભ વિરવિજય મુખ, વાણી મોહનવેલી. સુણજો૦ ૩૬

---

૭૫

આવોને અલબેલા મારે આંગણે,
નવ દીઠે મુને થાય ઘણો સંતાપજો;

મોહનજી મેહેલમાં નિશ્ચે આવજો,
હૈયા મધ્યે જુવો વિચારી આપજો. આવોને૦ ૧
રાસ રમંતાં બોલ્યા તે સૌ પાળજો,
શીદને જુઠું આપ્યું મુજને વચનજો;
વચન વદેલું વેચી આવા કેમ થયા,
પ્રથમ જાણુત સોંપત નહિ તન મનજો. આવોને૦ ૨
પ્રીતલડી કીધી તે તો હવે પાળિયે,
વચન બોલ્યા તે મિથ્યા કાંઇ નવ થાયજો;
સમજાવી શિખામણ દેઉં શામળા,
વાયદો દઇને શાને અમને વ્હાયજો. આવોને૦ ૩
કામણગારા કહ્યું અમારૂં માનીયે,
કહ્યા વિના તો મુજથી નવ રહેવાયજો;
મનમાં અકળાઉં પણ જાતે છું માનની,
શ્રી વિઠ્ઠલવર કરજો મ્હારી સ્હાયજો. આવોને૦ ૪
આજ એકાંતે આપણ મળિયે આ સ્થળે,
રસ્તે દુરીજન દેખી કરશે વાતજો;
દયા પ્રિતમના સ્વામી શરણે રાખજે,
તરછોડીને શીદ કરો છો ઘાતજો. આવોને૦ ૫

---

૭૬

ઉદ્ધવજી માધવને કહેજો એટલું,
શા માટે તમે પાડયો છે વિજોગ જો;
નિદ્રારે દિવસ એક નથી આવતી,
ગોપી જનને પ્રગટયો છે કાંઇ રોગજો. ઉદ્ધવજી૦ ૧
જમુનાની તીરેરે નહાવા અમો ગયાં,

ઓચિંતા ત્યાં આવ્યા શ્યામ શરીરજો;
વસ્ત્ર વેગળાં મુકી અમો નહાતાં હતાં,
છાનાંમાનાં ચોરી લીધાં ચીરજો. ઉદ્ધવજી૦ ૨
વલવલવા લાગીરે સહુ ગોપાંગના,
કદમખંડીમાં સંતાયા શ્રી નાથજો;
શામળિયો શોધ્યોરે અમને જડયો નહીં,
રૂદન કરી જોડાવ્યા એણે હાથજો. ઉદ્ધવજી૦ ૩
કહીયે ન્હાનપણાના દિવસ ભુલી ગયા,
તરછોડો છો શાને શ્રી જદુરાયજો;
અમો અબળા આશાએ વળગી રહ્યાં,
જોર અમારૂં જોબનીઆનું જાયજો. ઉદ્ધવજી૦ ૪
મારા સમ મોહનને તમો જઇને કહો,
એકવાર તો આવો ગોકુળ ગામજો;
કામાગ્નિ લાગ્યો આવીને હોલવો,
વહેલા વળજો દયા પ્રિતમના શ્યામજો. ઉદ્ધવજી૦ ૫

---

૯૭

ચાંદલિયા ચાલીશ માં અતિ ઉતાવળો,
વ્હાણું વાયાની કરજે ઘડીભર વારજો;
ઘણેરે દહાડે ગીરધારી ઘેર આવિયા,
રથ ચલાવતાં કરજે ઝાઝી વારજો. ચાંદલિયા૦ ૧
ઝાઝારે દિવસની દાઝો મારે ભાગશે,
ઘણે દિવસે મને મળ્યા જસોદાના કાનજો;
આજેરે આનંદ છે મારે અતિ ઘણો,
ઘણું કહી મેં રાખ્યા દેહને માનજો. ચાંદલિયા૦ ૨

બ્રહ્માદિકને શોધ્યા તે તો નવ મળે,
તે પ્રભુ મારે મંદિર લીલા લ્હેરજો;
ઓચિંતા ક્યાંથી રે આજે આવીયા,
પધાર્યા છે પ્રભુજી મારે ઘેરજો. ચાંદલિયા૦ ૩

ઘણારે દિવસથી વાયદા વ્હાય છે,
ઘરમાં મારે સાસુડીનું સાલજો;
દીયર જેઠ કેરીરે લજ્જા આણુતી,
પરણ્યો મારો વિખડા કેરૂં ઝાડજો. ચાંદલિયા૦ ૪

નાનીરે નણદી મેણલીયાં મારતી,
જેઠાણી પણ જુડાં ચઢાવે આળજો;
સાસુડી વળી નિત્યે મુજને સારતી,
પરણ્યો આવે ઘરમાં દેતો ગાળજો. ચાંદલિયા૦ ૫

એવાંરે દુઃખડાંરે મારે અતિ ઘણાં,
પણ માન્યું મારૂં મોહન સાથે મંનજો;
આજેરે એકાંતે મુજને પ્રભુ મળ્યા,
હરિને દેખી શીતળ થયું મારૂં તંનજો. ચાંદલિયા૦ ૬

આજની રજનીરે મારે આંગણે,
પહોંચાડો મારા મનડાની હામજો;
માટે ચાંદલિયા રખે તું તો ચુકતો,
હેત કરીને ગાવે દયારામ જો. ચાંદલિયા૦ ૭



૭૮

શિખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે,
આવડો શો આસંગો રે, શામળીયા સંગે ૧

વાટે ને ઘાટેરે, વળગો છો વાતે;
કહ્યું કોઇનું ન માનું રે, દીઠું મારી જાત. ૨
વહુવારૂ માણસરે, ડાહ્યાં બહુ થાશો માં;
જળ ભરવા એકલડાંરે, હવે પછી જાશો માં. ૩
અલબેલો આ શેરીએરે, આવે વહુ તમ માટે;
તમો એહને કાજેરે, જાઓ જમુના ઘાટે. ૪
ચતુરાઇઓ તમારીરે, સરવે હું સમજું છું.
કો દહાડો નથી કહેતીરે, આજે મુખે આણુંછું. ૫
સાસરીઆમાં રહેવું રે, ત્યારે એમ નવ કરીએ;
તમો તો થયાં નિર્લજરે, અમો લાજી મરીએ. ૬
હુંતો મોઢે કહુંછું રે, લોકો પુંઠળ કહે છે;
આડોશી પાડોશીરે, મસે મ્હેણાં દે છે. ૭
વિવેક વાત કરતાં રે, વહૂજી દુઃખ નવ ધરશો;
દયાના પ્રભુ કેરીરે, સંગત હવે નવ કરશો. ૮

---

૭૯

એવાં વચન સુણીને રે, વળ્યાં વળતાં વહૂજી:
ગંગાજળ સરખાંરે, હો સાંભળો સાસુજી. ૧
જેના મનમાં જેવુંરે, તેવું તે તો દેખે;
સારાં ને નરતાંરે, પોતા સરખાં પેખે. ૨
કહો છો તેવાં હોશોરે, ત્યારે એમ સુઝે છે;
દોષ પ્રભુમાં શો દીઠોરે, જેને જગ પૂજે છે. ૩
હવે વાંક ન મારોરે, કહું છું કથા પુંઠી;
એમાં કોઇ નથી સાચુંરે, એ ગત સરવે જુઠી. ૪

જેમ ખુંદી ખમું ભુંરે, નચાવી નાચું છું;
તેમ પુંઠ ન મુકીરે, ત્યારે જાણો સાચું છે. ૫
હવાં તો નિત્ય જઇશું રે, શામળીઆની સંગ;
વૃંદાવનના ઘાટેરે, સદા રમીશું રંગે. ૬
મન ભાવે તો બોલજોરે, સહેવાએ તો સ્હેજો;
ચાલે તેમ કરજોરે, ગમે તેવું વદજો. ૭
તમારા કહ્યા ઉપરરે, જાઓ નિશ્ચે કરવું;
દયાનો પ્રભુ ભજવોરે, ક્રોધથી નવ ડરવું. ૮

---

૮૦

ઉગ્યો ઉગ્યો શરદપુનમનો ચંદ જો,
અજવાળાં આવ્યાં રે સખિ! મારા ચોકમાં.
દાદા મારા મોટેરાં ઘર જોજો જો,
મોટેરાં ઘરમાંરે મહા સુખ પામીએ.
દાદા મારા સસરા સવાદીઆ જોજો જો,
સાસુજી જોજોરે બહુ ભુખાળવાં.
દાદા મારા જેઠ જોગી જોજો જો,
જેઠાણી જોજોરે અમ સમ જોડલાં.
દાદા મારા દિયર દીવડા જોજો જો,
દેરાણી જોજોરે પાણીડાંની હારમાં.
દાદા મારા નણુદલ કદી ના જોશો જો,
નિત્યે રે ઉઠીને મેણલાં બોલશે.

## ૮૧

નીચી પડીને નમસ્કાર કરૂં છું, મારાં ડુંગરવાળાં દેવીરે;
આરાસુરમાં પ્રણામ કહેજો, હે ઘોગાળાં અંબારે !
પિતળ લોટા જળેરે ભરાવું, દાતણની મિષે આવોરે. નીચી૦
તાંબા તે કુંડીઓ જળેરે ભરાવું, નાવણની મિષે આવોરે. નીચી૦
ચિનાઇ તે પ્યાલા તેલેરે ભરાવું, મરદનની મિષે આવોરે. નીચી૦
સેવ સુંવાળી લાવશીરે, ભોજનની મિષ આવોરે. નીચી૦
લવિંગ સોપારી એલચીરે, મુખવાસની મિષે આવોરે. નીચી૦
સાવ સોનાનાં સોગઠાંરે, રમતની મિષે આવોરે. નીચી૦
સાગ સીસમના ઢાલીઓરે, પોઢણની મિષે આવોરે. નીચી૦

---

## ૮૨

વનમાં હિંચોળા બંધાવો, મારી અંબાજીરે.
ત્યાંતો હરજી બેઠા હીંચે, મારી અંબાજીરે.
માતા જસોદા ઘુમડી ઘાલે, મારી અંબાજીરે.
ઘુમડી ઘાલંતાં પૂછ્યું, મારી અંબાજીરે.
તમારે કયી સહીયરનો સાથ ? મારી અંબાજીરે.
અમારે અંબા સહીયરનો સાથ, મારી અંબાજીરે.
અંબા વાઘની અસ્વારી, મારી અંબાજીરે. વનમાં૦

× × ×

તમારે કયી સહીયરનો સાથ ? મારી અંબાજીરે.
અમારે બહુચર સહીયરનો સાથ, મારી અંબાજીરે.
બહુચર કુકડાની અસ્વારી, મારી અંબાજીરે. વનમાં૦

* * * *

તમારે કયી સહીયરનો સાથ ? મારી અંબાજીરે.

અમારે કાળકા સહીયરનો સાથ, મારી અંબાજીરે.
કાળકા કાળે ઘોડે આવે, મારી અંબાજીરે. વનમાં૦

*　　*　　*　　*

તમારે કયી સહીયરનો સાથ ? મારી અંબાજીરે.
અમારે વેરાઇ સહીયરનો સાથ, મારી અંબાજીરે.
વેરાઇ વ્હેલે બેસી આવે, મારી અંબાજીરે. વનમાં૦
એમ કરી ચાર બ્હેનો મળીયાં, મારી અંબાજીરે.
ચારે વાવલડી ખોદાવી, મારી અંબાજીરે.
વાવનાં પાણી અમૃત સરખાં, મારી અંબાજીરે.
માના હાથમાં છે લોટા, મારી અંબાજીરે.
માના સેવક થાય છે મોટા, મારી અંબાજીરે.

---

૮૩

સોના રૂપાની મારી દ્વારકાંરે,
લખ આવે લખ જાય, વાંકા વનમાળીરે.
વાંકી માથાની પાઘડીરે,
વાંકી તમારી ચાલ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણલારે,
શાં શાં દાતણ દઉંશ, વાંકા વનમાળીરે.
આવળ બાવળ ને બોરડી રે,
દાડમ દાતણ દઉંશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણલારે,
શાં શાં નાવણ દઉંશ, વાંકા વનમાળીરે.
ત્રાંબા તે કુંડીઓ જળે ભરીરે,
હીરકોરી ધોતી દઉંશ, વાંકા વનમાળીરે.

પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શાં શાં ભોજન દઇશ, વાંકા વનમાળીરે.
સેવ સુંવાળી લાપશીરે,
ગવરીનાં ઘી પીરસીશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શા શા મુખવાસ દઇશ, વાંકા વનમાળીરે.
લવિંગ, સોપારી, એલચીરે,
પાનનાં બીડાં દઇશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શી શી રમત દઇશ, વાંકા વનમાળીરે.
આવ સોનાનાં સોગઠાંરે,
રૂપાના પાસા દઇશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શાં શાં પોઢણુ દઇશ, વાંકા વનમાળીરે.
સાગ, સીસમનો ઢોલીઓરે,
મશરૂની તળાઇ દઇશ, વાંકા વનમાળીરે.

---

## મીસરી.

૮૪

આઠ કુવા ને નવ વાવડીજી, સોળ સોળ પાણીયારી હાર. હો મીસરી૦
સરખી સૈયર પાણી સાંચર્યાંજી, વાયરે ફડી ફડી જાય. હો મીસરી૦
નીચી પડીને ઘડો મેં ભર્યોજી, તૂટી મારી કમખા કસ. હો મીસરી૦
ગામના દરજીડા વીરા વિનવુંજી, ટાંક મારી કમખા કસ. હો મીસરી૦
ટાંકે ટાંકેને ઘમર ઘુઘરાજી, હૈડે લખજે મોર. હો મીસરી૦
ઘમઘમ વાગે ઘમર ઘુઘરાજી, ઠમકે ટહુકે મોર. હો મીસરી૦

પાધરનાં ખેતર ખેડીઆંજી, વાવી મનોહર જાર. હો મીસરી૦
ડીંચણ સમો જાર બાજરોજી, માથોડું મારો ધાય. હો મીસરી૦
નીચે ડુવે રાણો રાજીયોજી, ઉંચે ડુવે રજપુત. હો મીસરી૦
નીચેથી પડયો, રાણો રાજીયોજી, ઉંચેથી પડયો રજપુત. હો મીસરી૦
ભલે પડયો રાણો રાજીયોજી, ઘણી ખમ્મા રજપુત. હો મીસરી૦
દાદાને ઘેર સદાવરતજી, સાજણો ભૂખ્યો જાય. હો મીસરી૦
બળ્યું દાદા તારૂં સદાવરતજી, સાજણો ભૂખ્યો જાય. હો મીસરી૦
દાદાને ઘેર તળાવડીજી, સાજણો તરસ્યો જાય. હો મીસરી
બળી દાદા તારી તળાવડીજી, સાજણો તરસ્યો જાય. હો મીસરી૦
કાચા બાવળનો રેંટીયોજી, ખરા લોઢાની તરાક. હો મીસરી૦
કાંતનારી છેલ પાતળીજી, પુણીયો લાલ ગુલાલ. હો મીસરી૦
ખેતર હોય તો ખેડીયેજી, પાધર ખેડયાં કેમ જાય? હો મીસરી૦
કાગળ હોય તો વાંચીયેજી, કરમ વાંચ્યાં કેમ જાય? હો મીસરી૦
કુવા હોય તો ગાળીયેજી, સમુદ્ર ગાળ્યા કેમ જાય? હો મીસરી૦
પૈસો હોય તો પરખીયેજી, પિયુ પરખ્યો કેમ જાય? હો મીસરી૦

---

૮૫

સાસુએ ફોડી ઢાંકણીને કાંઇ વહુ કાઢયાં વનવાસરે.
વાટે જતા વટેમાર્ગુ વીરા, સંદેશો લઇ જાવરે.
મારા બાપાને જઇ એટલું કહેજો, તારી દીકરી વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારા બાપા આવ્યા, સવાસો ઘોડા લાવ્યારે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી દીકરીનાં મેણાં ભાગોરે.
સાસુએ૦

* * *

મારી માતાને જઇ એટલું કહેજો, તારી દીકરી વનવાસ વેઠેરે.

ખરા બપોરે મારી માતા આવ્યાં, સવાસો માફા લાવ્યાં રે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી દીકરીનાં મેણાં ભાગોરે.

સાસુએ૦

× × ×

મારા વીરાને જઇ એટલું કહેજો, તારી બ્હેની વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારા વીરા આવ્યા, સવાસો હાથી લાવ્યારે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો મારી બ્હેનીનાં મેણાં ભાગોરે.

સાસુએ૦

× × ×

મારી ભાભીને જઇ એટલું કહેજો, તારી નણંદ વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારાં ભાભો આવ્યાં, સવાસો ભેંસો લાવ્યાંરે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી નણદીનાં મેણાં ભાગોરે.

સાસુએ૦

* * *

મારા બનેવીને જઇ એટલું કહેજો, તમારી સાળી વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારા બનેવી આવ્યા, સવાસો ઢાંકણીઓ લાવ્યારે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી સાળીનાં મેણાં ભાગોરે.
ભલે આવ્યા મારી વહુના બનેવી, મારાં ભરમાં રાખ લાવ્યારે.

સાસુએ૦

## ચુંદડીયોની ગરબીઓ.

૮૬

રસીયાજી મુકોને અમારી ચુંદડી,
જવા દો જીવણ જળ ભરવાને કાજજો;

સખી કહેશે વારો ક્યાં લાગી આવડી,
મોટી મોહન લોકડીઆંની લાજજો. રસીયાજી૰ ૧
ઘેરો છો મુજને જાણીને એકલી,
પાછળ આવે સૈયરોનો સાથજો;
મનસુબો મનનો હુતો જાણી ગઇ.
એમ કરે નટવર નહી આવે હાથજો. રસીયાજી૰ ૨
દુરિજન કંઇ જઇ કેહેશે મારા કંથને,
રસિયા તેને રીસ ઘણી છે મંનજો;
સાસુડી મુજનેરે બહુ સંતાપશે,
નણદી મુજને કહેશે કઠણ વચંનજો. રસીયાજી૰ ૩
એવી તે વિદ્યા કોણેરે શીખવી,
નિત્ય છેડીને આવડો શો ઉધમાતજો.
મોટપણે મોટમ કંઇએ આવી નહી,
છેલ તમારી ના ગઇ છોકરવાદજો. રસીયાજી૰ ૪
આઘા રહો અડશો માં અલબેલડા,
આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઇને વળગો છો શા કારણે,
હું નહીં રાખું તમારો કાંઇ ભારજો. રસીયાજી૰ ૫
ઘેર જઇ કહીશું તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકુ વેણજો;
પાતળીઆ પ્રાણરે સુંદર માહરો,
ઉર ઉપર શા માટે નચવો નેણજો. રસીયાજી૰ ૬
આજ પછી તમ સાથે હું બોલું નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો;
શું કહીએ શામળીયા હું શાનું કહું,

તમ માટે મુજ મનડું આતુર થાયજો. રસીયાજી૦ ૭
સ્વારથ તો સફળ થાશે મન રીઝને,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો;
શું સમજો, ચારી જાણો છો ગાવડી,
ઘણી કઠણ છે પરખુ કરવી પ્રીતજો. રસીયાજી૦ ૮
મન દીઠા વિણ કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચરચારે જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો. રસીયાજી૦ ૯
આતુરતા તમ કરતાં અમને છે ઘણી,
લાજ થકી તમ મુખડે ના કહેવાયજો;
પ્રાણ ગયે પણ પ્રીત કરી ના મૂકીયે,
મારગ વચ્ચે રોકેથી શું થાયજો. રસીયાજી૦ ૧૦
વાલાજી વાર્યું તે કરીયે માહરૂં,
કયી વારની કહું છું જોડી હાથ જો;
મારગડો મૂકીનેરે અળગા રહો,
કર જોડીને વિનતી કરે રૂગનાથજો. રસીયાજી૦ ૧૧

૮૭

કાન કાળારે, મારી ચુંદડીના ચોર,
છૈયા નંદનારે, મારા કાળજાની કોર. કાન૦ ટેક
ચુંદડી ચોરીરે પ્રભુ કદમ ચડયા,
સાહેલીમાંથીરે, મારી નજરે પડયા. કાન૦ ૧
અજબ તરેહની ચુંદડી ને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીયા મારૂં શ્યામ થાશે અંગ. કાન૦ ૨

લાખ ટકાની ચુંદડી ને ભેડે ઝાઝા રંગ,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કાન૦ ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગું રે;
નરસૈયાના સ્વામી પાસે માન માગું રે. કાન૦ ૪

---

૮૮

કૃષ્ણ બોલ્યા રે નિકળ જળથી તું બહાર,
આપું ચુંદડી તે લેને ઓ રાધા નાર. ટેક
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં,
નગ્ન થઇ જળમાં નાહી દંડ લીધો તેમાં. કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે,
સહુ સખી બહાર આવો હોને અત્યારે. કૃષ્ણ૦ ૨
સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર,
કૃષ્ણ કેરૂં કહ્યું માની કરીયે એવી પેર. કૃષ્ણ૦ ૩
હારી સહુ બહાર આવ્યાં દેઇને બેઉ હાથ,
ચીર આપી આશા પુરી નરસઇયાને નાથ. કૃષ્ણ૦ ૪

---

## નંદજીનો ગરબો.

૮૯

તમેરે નંદજી ગોકુળ સંભરોરે, ઉતરવો જુમનાંજીનો ઘાટજો;
મારી માને નહી હોય ગોઠવુંરે, જસોદા જોતાં હશે વાટજો. તમેરે૦ ૧
ન કરે માત પિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શા શા માનું પાડજો. તમે૦ ૨

મારી છે પચરંગી લાકડીરે, વાંહતી વનમાં વેણુ રસાળજો,
તેને તમે સંભારીને મૂકજોરે, રખે લેઇ જાતા ગોવાળજો. તમે૦ ૩
મારી સહસ્ર ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજોજો,
કહે રૂગનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદ્રષ્ટે જોજોજો. તમે૦ ૪

---

૯૦

નયણે નીર ને નંદજી બોલીયારે, અમથી એકલડા ન જવાયજો;
વાટડી જોતાં ને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો. ન૦ ૧
હું તો રાખીશ મારા મનનેરે, તમારી માનાં મન કયમ રહેશેજો;
માટે ગોવિંદ ગોકુળ આવજોરે, દુરિજન મેણુંશીયાં બહુ દેશેજો. ન૦ ૨
કહો કોણ વૃંદાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણુલીયે કોણ ઉઠશેરે, કહો કોણ જાણે તમારી પેરજો. ન૦ ૩
કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશુંરે, કહોને રૂગનાથના સ્વામીજો. ન૦ ૪

---

૯૧

જસોદા પુછે પિઉને પ્રેમશુંરે, નંદજી ઉત્તર ન આલેજો;
મુખથી બોલે પણ બોલાય નહીંરે, લાલના બોલડીયા બહુ સાલેજો.
કારણ કોને મારા કંથજીરે, કુંવરને ક્યાં મેલી આવ્યાજો;
સર્વસ્વ સોંપ્યાં વસુદેવનેરે, દુઃખના મેરૂ ક્યાંથી લાવ્યાજો.
આપણે મિત્રાઇ વસુદેવનેરે, આપણે ક્યાંનું હતું વેરજો;
આવી આપણા સુતને ભોળવ્યોરે, તેને રાખ્યો પોતાને ઘેરજો;
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે, આપણે ખોયો આપણો છોરો જો.
એ રૂગનાથના સ્વામી ગોવાળીએરે, અમપર નજર નવ જોડીજો.

૯૨

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે, મોહનજી મથુરાંમાં રહ્યા જો;
જઇને નંદને ગોકુળ મોકલ્યારે, વિઠ્ઠલ વસુદેવના થયા જો. વ્રજમાં૦ ૧
અહીંના સુખમાં ગાયો ચારતીરે, બીજું આહિરડાંમાં રહેવુંજો;
ત્યાં સહુ પૂછીને વાતો કરેરે, મથુરાં નગરીમાં શું કહેવુંજો. વ્રજમાં૦ ૨
મથુરાં નગરી હરિને મન વસીરે, બીજું કંસરાયનું રાજજો;
લક્ષ્મી દેખીને લલચાઇ ગયારે, માટે ગોકુળ કીધું તાજજો. વ્રજમાં૦ ૩
એ મુરત મનોહર શામળોરે, રાજવી સૌને લાગે મીઠોજો;
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે, ત્યાંતો રાજા થઇને બેઠોજો. વ્રજમાં૦ ૪

---

૯૩

મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા,
મારી રૂપાની ઉઢાણીરે, છેલ છબીલા૦
હુંતો સરોવર પાણી ગઇતીરે, છેલ છબીલા૦
મને કાળે બળદે મારીરે, છેલ છબીલા૦
મારા આછા સાળુ ફાટયારે, છેલ છબીલા૦
ઓ ગોકુળ ગામના નરજીરે, છેલ છબીલા૦
મારા આછા સાળુ સાંધોરે, છેલ છબીલા૦
મારી સાસુ ન જાણે સીવ્યારે, છેલ છબીલા૦
મારી નણંદ ન જાણે ઓટયારે, છેલ છબીલા૦
મારી જેઠાણી ન જાણે ટાંકયારે, છેલ છબીલા૦
તારો આંખનો સરૈયોરે, છેલ છબીલા૦
તારો ઓટયાનો રૂંધૈયોરે, છેલ છબીલા૦

# ચંદ્રાવળીની ગરબી.

૯૪

માથે મટુકી ને મહીડાંની ગોળી, મહીડાં વેચે ચંદ્રાવળીરે;
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર સસરો રીસાળવોરે;
તમારા સસરાને બીજી વહુવારૂ આણી આપું. તમથી ઘુંઘટ
તાણે આઘેરારે. માથે. ૧
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર સાસુ રીસાળવરિ;
તમારી સાસુને બીજી વહુવારૂ આણી આપું, તમથી પાયે
પડે અદકેરાંરે. માથે. ૨
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર જેઠ રીસાળવારે;
તમારા જેઠને બીજી ભોજાઇ આણી આપું, તમથીઘુંઘટ તાણે આઘેરારે.
માથે. ૩
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર દીયર રીસાળવારે;
તમારા દીયરને બીજી ભોજાઇ આણી આપું, તમથી હોળી
ખેલે અદકેરાંરે. માથે. ૪
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર નણદી રીસાળવાંરે.
તમારી નણદીને બીજી ભોજાઇ આણી આપું, તમથી માથાં
ગુંથે અદકેરાંરે. માથે. ૫
કડવે વચને ગોપીકા એમ બોલે, મેલો મારો પાલવ નિરલજરે;
દુરિજન દેખે તમો નહી લાજો, છાતી ધડુકે માહરીરે. માથે. ૬

તોય ન સમજે છોગાળો છબીલો, પાલવ સાહી ઉભો રહ્યોરે;
ચીર ફાડી ચંદ્રાવળી નાઠી, કાનુડો હાથ ઘસી રહ્યોરે. માથે. ૭

---

## ઉંદર વિષે.

### ૯૫

ઉંદર કેર કરે છે રે, દુઃખડાં કોને કહેવા જઇએ;
અમને નિત્ય નડે છેરે, ઘરમાં ક્યમ કરી રહીએ. ટેક.
ઘર મધ્યેથી દોડી આવે, બિછાના પર બેસે;
ફુંકી ફુંકી ચાંચજ મારે, ના ખબર તેની રહે છે. ઉંદર. ૧
ચાર પહોરની રજની માંહે, એક ઘડી નવ જંપે;
નિંદ્રામાંથી જાગી ઝબકી, તવ મારી કાયા કંપે. ઉંદર. ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એકે;
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઉંદર. ૩
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર. ૪
જળ પીવાનું બોટી ગયા ને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઉંદર. ૫
ચુંચું ચુંચું ચીસો પાડી, લીંડી ઝાઝી પાડે;
ઢંઢોળીને હાલે ત્યારે, દોટો ઝાઝી કાઢે. ઉંદર. ૬
ગણુપતિની ચોથ કહિયે, અમે કરતાં નથી ચુકયા;
લસલસતા લાડુ કરીને, ઉંદર મામાને મુકયા. ઉંદર. ૭
દીવો જો બળતો રાખું તો, દીવેટ તાણી જાયે;
એમ કરીને ઉંઘી ગયા તો, લંકા જેવું થાયે. ઉંદર. ૮
જે દિવસના ગામ ગયાતા, તે દિવસના ઘરમાં પડીયા;
કોટ પેટી કાપી ખાધી, એ રીતે અમને નડીયા. ઉંદર. ૯

પાંજરાં મુકી મુકી થાક્યો, તોયે ઝાલ્યા નવ ખુટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુટે. ઉંદર. ૧૦
એ જીવને શું હવે કરીએ, મને રીસ ગઇ છે વ્યાપી;
માળા મારી ફેરવવાની, ગૌમુખી સુદ્ધાં કાપી. ઉંદર. ૧૧
નિત્ય નિત્ય દુઃખડાં અમને દે છે, ક્યાં જઇએ અમે નાસી;
ભક્ત પીતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઉંદર. ૧૨

૯૬

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો;
વાત મારી ભુલી માં જાજો, સાંજે આજ વાંસલડી વાજો. ટેક.
જે જેમ કરવું હોય જે રીતે, તેતો કાના વેણુ વિષે ગાજો. સાંજે૦ ૧
કોઇને ના કહેશો કદી કોઇ પુછે તો, સમ જુગતે ખાજો. સાંજે૦ ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેને વિવેકે વાહાજો. સાંજે૦ ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ મારૂં થાજો. સાંજે૦ ૪
મારા દોષ ના વિચારશો વાલમ, દુઃખીના દીનબંધુ થાજો. સાંજે૦ ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ પૂરણ પાજો. સાંજે૦ ૬

૯૭

માણીગર આવો, મારે મોહોલે માણીગર આવો,
વ્હાલા શાને લોચન લલચાવો, મારે મોહોલે માણીગર આવો. ટેક.
ઘણા દિવસની ગવાઉ છું જુઠી, તે આજ લઇએ લ્હાવો. મારે. ૧
ના નવ કહેશો, ક્યાં કહો મળશે, ફરી અવસર આવો. મારે. ૨
મનમાંની મોજે માણીશું, ફરી તો નહિં ફાવો. મારે. ૩
જ્યારે ત્યારે પણ હું છું તમારી, શીદને તલસાવો. મારે. ૪
અધર સુધારસ સુખનો સાગર, આજ પીયો ને પાવો. મારે. ૫
રસિક રાય છો દયાના પ્રીતમ, માટે મારો દાવો. મારે. ૬

# વીંછી વિષે મરશી.

૯૮

અરરર માડીરે છાણાં તે વીણવા ગઇતી, મા૦ વીં૦
અરરર માડીરે સોબત સહીની થઇતી, મા૦ વીં૦
અરરર માડીરે છાનોમાનો લપાયો, મા૦ વીં૦
અરરર માડીરે વાંકો વળી ડંખ માર્યો, મા૦ વીં૦
અરરર માડીરે નાસતાં તેને ભાળ્યો, મા૦ વીં૦
અરરર માડીરે આ શી લેહેરો આવી, મા૦ વીં૦
અરરર માડીરે સહીયરું તેડી લાવી, મા૦ વીં૦
અરરર માડીરે સસરાને તેડાવો, મા૦ વીં૦
અરરર માડીરે પડદા તો બંધાવો, મા૦ વીં૦
અરરર માડીરે સસરા અહીંયાં આવે, મા૦ વીં૦
અરરર માડીરે ગાડી બેસવા લાવે, મા૦ વીં૦
અરરર માડીરે મુજને લઇને ચાલો, મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડો ઉતરાવો, મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડે વેર વાળ્યાં, મા૦ વીં૦
અરરર માડીરે હરખ હૈયાના ટાળ્યા, મા૦ વીં૦
અરરર માડીરે ભોંજનીયાં ના ભાવે, મા૦ વીં૦
અરરર માડીરે સુતાં નિંદ્રા ન આવે, મા૦ વીં૦
અરરર માડીરે ઓરડામાં ઢોલીયા ઢળાવો, મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યાને બોલાવો, મા૦ વીં૦
અરરર માડીરે શીરો ને કંસાર કરાવો, મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યો કોળીયા ખવરાવે, મા૦ વીં૦
અરરર માડીરે વીંછીની વેદના ભારી, મા૦ વીં૦
અરરર માડીરે દુનીયાં રહી છે હારી, મા૦ વીં૦

અરરર માડીરે વીતે તે સહુ જાણે, માં૦ વીં૦
અરરર માડીરે ગોથું તેવે ટાણે, માં૦ વીં૦
અરરર માડીરે ચકુએ ચિત્ત ચાહી, મા૦ વીં૦
અરરર માડીરે ગરબી રસિક ગાઇ, મા૦ વીં૦

---

## માંકણુની ગરબી.

ટેક

માંકણુ કરડે છે, માંકણે માંડયો ઉતપાત માંકણુ કરડે છે;
હવે કોને કહીયે વાત, માંકણુ કરડે છે.
હવે કયાં જઇ રહીયે રાત, માંકણુ કરડે છે. ટેક.
માંકણુ ચાંચણુ જૂ જતીને, માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમર્યા, માંકણુને પરતાપ. માં૦ ૧
નવી વહુને માંકણુ કરડયા, કરડયા સારી રાતરે;
આટલે પાસાં ઘસી ઘસીને, બરડે પાડી ભાત. માં૦ ૨
મીયાંભાઇને માંકણુ કરડયા, ચટકે ચડી રીસરે;
ખાટલો ખંખેરવા કાઢયો, ભાગી નાંખી ઇસ. માં૦ ૩
માંકણુ મુવા મસ્તીખોરા, આવે હારો હારરે;
દીવાનું દીવેલજ ખુટયું, તોય ન આવ્યો પાર. માં૦ ૪
એકને મુકયા બીજે ઝાલ્યો, ત્રીજે નાસી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઇ તો, દીવો રાણો થયો. માં૦ ૫
આખી રાત વીણી મુવા પણ, તોય ન ઓછા થાયરે;
કાંઇ ખાટલાના પાયામાં ને કંઇ ભીંતામાં જાય. માં૦ ૬
વીણ્યા વીના વધી જાય, પછી ન આવે પારરે;
એક જાતે જીવતો હોય તો, તેનો થાશે વિસ્તાર. માં૦ ૭

આટલાને ખંખેરીને, ગોદડાં તડકે નાખોરે;
પ્રીતિ જો માંકણુ જતા હોય તો, તે નજરમાં રાખો. માં૦ ૮

## ફુવડની ફજેતી.

૧૦૦

પાયે પ્રભુને નમી કહું, ફુવેડના ફેલ સર્વ લોક સાંભળો:
કામની કાઠી મેલ, જુવો ફજેતી ફુવેડ નારની. ટેક. ૧
છે ધોયાની આખડીને, છે નાહ્યાનું નેમ;
આ કુંભારજા કરમે ભાગી, ઘર ચાલે તે કેમ. જુવો. ૨
સાસુ દે શિખામણુ ત્યારે, સામી વઢવા લાગે;
સમી સાંજે સુવે ત્યારે, પ્હોર દિવસે જાગે. જુવો. ૩
પ્હોર દહાડે પડી ન ઉઠે, ઉફરી ન કરે ખાટ;
બાળીઓ એની ડીકરા જેવી, લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોળીએ બેડે છારીઓ વળી, ખામણિએ સેવાળ:
ઘરમાં ન વાસીદું વાળે, ગંદાં એનાં બાળરે. જુવો. ૫
ચોખ્ખું દાતણુ ના કરે, દાંત મેલા ઘાણુ;
લોક સર્વે સાંભળો, જઇ ક્યાં કરૂં વખાણુ ? જુવો. ૬
બાર છૈયાંની મા કહેવાણી, ગળતે ન આવડે પાણી;
જોવું હોય તો જોઇ લેજો, ભુંડણુ એ વિઆણી. જુવો. ૭.
કાચો કરે રોટલો ને, શાક જાણે ખાણુ;
ખાચડીમાં ન મીઠું નાખે, દાળ મોળી છાણુ. જુવો. ૮
રસોઇ કરીને ચોકો ન કરે, ન કરે અબોટ;
ઉંધે માથે ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ. જુવો. ૯
સાસુની ફજેતી ફુવડ, ઘેર ઘેર ફરીને કરતી;
સાસુ મારી શોકલડી, આ મટે નથી મરતી. જુવો. ૧૦

હાથે પગે મેલ વળ્યો, અંગ મેલું એનું;
મુખે બમે માંખીઓ, તો કામ ચોખ્ખું શેનું. જુવો. ૧૧
મેલ ભર્યો ઘાઘરો ને, સાલ્લો કાળો મેંશ;
ચોણમાં તો જુઓ પડી, જાણે કચરાળી ભેંશ. જુવો. ૧૨
ચીડ બાઝયું ચોટલામાં, પડી જુવો લીખ;
જે નરે આ નાર વરી, તેનું જીવતર ધીક. જુવો. ૧૩
દુભે સાસુને નણુદી ને, ધણીને દુભે દહાડી;
ઓળખો નહીં તો ઓળખી લેજો, આ કુંભારજા લાડી. જુવો. ૧૪
પુણ્ય કરે જ્યાં પાડોશી, ત્યાં આડી જીભ વાય;
અભ્યાગત આંગણે દેખી, ઘરમાં નાસી જાય. જુવો. ૧૫
દે શિખામણ સ્વામી ત્યારે, કુવે પડવા જાય;
લોક કેરા ચોકમાં ફજેતીઓ લુંટાય. જુવો. ૧૬
ધોકે ધોકે ધણી મારે, ત્યારે દે છે શાપ;
જો તને હું જીવ ન આપું તો, નંજ મારો બાપ. જુવો. ૧૭
આવી ફુવડ દેખી ધણી, બળતો બોલે આપ;
શા માટે આડો ન ઉતર્યો, પરણવા જાતાં સાપ. જુવો. ૧૮
આમ કુવડ નાર તણા, અવગુણ ઘણા અદેખ;
દેનારને દોષ ન દઇએ, કરમે લખીયા લેખ. જુવો. ૧૯
આવી જેને નાર મળી, તેને તો સંતાપ;
તે પુરૂષને માથે આવી, પાંચે મળીયાં પાપ. જુવો. ૨૦
નરનારી સૌ સાંભળો, કોઇએ માં ધરશો રોષ;
દીઠી એવી દાખવી, દેશો માં મને દોષ. જુવો. ૨૧
ચમનલાલ તો સાચું કહે, ડાહ્યાની નજર પુગે;
આ કુવડ નારીના માથે, શીંગડાં ન ઉગે. જુવો. ૨૨

---

# સાખીઓ અને સમસ્યાઓ.

## ૧૦૧

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વૃંદાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા;
રાસ રમ્યાના કોડ વાલા, જોજો શ્રી રણછોડ વાલા;
સરસ્વતી માતને વીનવું, ગણપત લાગું પાય;
અલબેલી અંબા આશ પુરજો, ગુણ સેવક તમારા ગાય. વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧
ત્રંબા સુત રીપુ તોડોગર, તાબરખ અસવાર;
તા માતા પીતા ભુષણ, તા વેરી સામ જુહાર. વાલા;
ગોકુળીયે લઇ ચાલ વાલા. ભગવાન. ૨
ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સાંચર્યાં, રાધા રાણી પાણીડાંની હાર. વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩
પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અડધું અંગ ફરે કુંદડી, તેનું એઠું સઉકો ખાય. વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ઘંટી. ૪
ડુંગર ઉપર દેવડી ને, સોનું ઘડે સોનાર,
કાનજી ઘડાવે વેળીયાં, રાણી રાધા ઘડાવે હાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૫
પાંચ વેંતની પુતળીને, મુખે લોઢાના દંત;
નારી સંગે નિત્ય રમે, તમે ચતુર વિચારો ચિત્ત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. સાંબેલું. ૬
કુવા ઢાંકણ ઢાંકણું ને, ખેતર ઢાંકણ વાડ;

બાપનું ઢાંકણુ બેટડા, ઘરનું ઢાંકણુ નાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૭

લંક લપેટણુ સીત હરણુ, નહી લંકાપતી રાય;
જસ કારણુ કૌરવ હણ્યા, મોકલાવો મારા નાથ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ચીર. ૮

મગ મગ જેવડાં મોતીડાં ને, આડા અવગાજ વેહ;
જુવા માબાપનાં છોરૂવાં, તમને આવડો શો સ્નેહ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૯

સોપારી જેવડું સારંગડું ને, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં, એક ધરતી ને બીજું આભ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. આંખની કીકી. ૧૦

ડુંગર ઉપર દેવડી ને ઉપર કળાયલ મોર,
રાજા તારા મેહેલમાં મેંતો દીઠું અંધારૂં ઘોર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૧

વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ,
કાચાં કમળ ઉતરે, તેનું પાકે થાયે મુલ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. કુંભારનો ચાક. ૧૨

ખંભાતી ગાડાં જોતર્યાં ને, મહીં ભર્યું છે હીર;
પિઉજી હોય તો મુલવે, મારાં ફાટી ગયાં છે ચીર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩

નગરમાં નાગી ફરે ને, વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો, મારી સગી નણંદના વીર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. સોપારી. ૧૪

ખંભાતી ગાડાં જોતર્યાં ને, મહીં ભર્યાં છે દાંત;

પિઉજી હોય તો મુલવે, અને રાતા ચુડાની ભાંત વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૫

ગાય વીયાણી ગાંદરે ને, વાછરડું વાડા માંહી;
દોનારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશ્કર માંહી વાલા·
ગોકુળીએ લેઇ ચાલ વાલા. બંદુક. ૧૬

આંબલી થડ ચીકણી ને, ટુંકાં ટુંકાં પાન;
પિઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૭

નારી ફીટી નર થયો, ને શુરા પહેલો ધાય;
આઠ માસ રણ ભોગવી, પછી નારી થઇ ઘેર જાય વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ગોફણનો ગોળો. ૧૮

પાટણ દીવો પ્રગટયો ને, મેંશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૯

પડી પડી પણ ભાગી નહી, કડકા થયા બે ચાર;
વગર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વિચાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. રાત. ૨૦

આંબો વાવ્યો દક્ષિણ દેશમાં, ને ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેડાયો ઝાલાવાડ વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૧

આડ કડકે નર નીપજ્યો, ને બે નારી નર ચાર;
તેમાં બે નપુંસક વસે, તે મેં તજ્યો ભરથાર વાલા
ગોકુળીએ લઇ ચાલ વાલા. પલંગ. ૨૨

તનનાં કરૂં ત્રાજવાં, ને મનનું કરૂં બજાર;

હૈયાની કરૂં હાટડી, હું તો વણુજ કરૂં વેપાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૩

નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત;
નારી પહેલો નર મરે, તેતો કોના કુળની રીત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૪

જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નાલ;
માથું વાઢે મરે નહીં, એનો ખાલ ખેંચે જીવ જાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. કાંગર. ૨૫

આંબો ટેંબે મોરીઓ, કોણ સોંપું રખવાળ;
પેલો પાડોશી પાતળો, મારો પરણ્યો નાનેરૂં બાળ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૬

બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર સમસ્યા કહો, એતો બેટી ભલી કે બાપ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. આંબલી. ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એતો ઉભી ઝોલાં ખાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૮

હસ્તી ચઢણુ ગઢ રંગણુ, વેશ્યા વલ્લભ જેહ;
પિઉ પધારો તેને હાટડે, મોકલાવો તેવું તેહ વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. સિંદુર. ૨૯

આંગણે વાવું એલચી, વેંચાવું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે, નીકર મહીયર વળાવી મેલ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળ ચતુરસુજાણ,

નર ઉપર નારી ચડે, પછી થઇ છે તાણાતાણ વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. દુઝાણું. ૩૧
દરીએ મોતી નીપજે, નહી મોતીનું મુલ,
ભાગ્યો દાણો નહી મળે, એક મોતી ને બોલ્યું મન વાલા;
ગોકુળીયે લઇ ચાલ વાલા. ૩૨



૧૦૨

મોહોલે પધારો મારા રાજ, માણીગર મોહોલે પધારો;
નારી જુવે છે વાટ, માણી૰ મારો શો છે અપરાધ; માણી૰
એમ રૂદન કરે રાધા નાર. માણીગર૰ ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વીંધતાં, તેને નહી સાંધો નહી રેણ. મા૰ ૧
સોનું કરીને સાટવ્યું, કરમે નીકળ્યું કથીર;
ચિંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોષે સુકાણાં શરીર. મા૰ ૨
ચંદા તુજને પુજતી, કરતીતી સોમવાર;
ઘડી એક મોડો ઉગજે, મારા પિયુ મીલાવણ હાર. મા૰ ૩
સાહેલી સાગર ઉલટયો, રત્ન તણાયાં જાય;
કરમકુટ ભરે મુઠડા, તેના શંખલે હાથ ભરાય. મા૰ ૪
જોબન જાતાં જાણુતી, કરતીજ મોંઘાં મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા૰ ૫
પ્રીત એસી કીજીએ, જેસો ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. મા૰ ૬
મિત્ર મિત્ર આપકું કહત, તાલી મિત્ર અનેક,
શિર પડે તો ધડ લડે, એવો જગમાં જવલ્લે એક. મા૰ ૭



# રાસલીલાની સાખીઓ.

## ૧૦૪

રૂડી શરદપૂનમની રાતરે, સુંદીર વેણુ વાગે વેણુ, વાગે.
મારો વ્હાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે, વેણુ વાગે. ૧
વ્હાલે નટવર ધરીયો વેશરે, સુંદીર.
એના ઘુઘરીઆળા કેશરે. સુંદીર. ૨
ગોપી અતિ ઉતાવળાં આવેરે, સુંદીર.
મોતી મુક્તાફળેથી વધાવેરે. સુંદીર. ૩
તનની શુદ્ધબુદ્ધ સઘળી વિસારીરે, સુંદીર.
નયણે નીરખ્યા તે શ્રીવનમાળીરે. સુંદીર. ૪
ગોપી આવ્યાં તે પૂર્વની પ્રીતેરે, સુંદીર.
જઇ મળીયાં તે રંગની રીતેરે. સુંદીર. ૫

### સાખી.

કેમ આવ્યાં તમે કામની, એમ બોલ્યા જુગલકિશોર;
અડધી નિશાએ વન વિષે, આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં ? કેમ આવ્યાં ?

આ વનમાં તે શું છે કામરે ? કામની.
તમો જાઓ તમારે ધામરે. કામની. ૧
સહુ લોકમાં તો કલંક થાશેરે, કામની.
પતિધર્મ તમારો જાશેરે. કામની. ૨
તમો ઘરનાં તજી સહુ કામરે, કામની.
સ્વામી સુતા મૂકીને ધામરે. કામની. ૩
શ્રી વલ્લભ પ્રભુજી એમ કહે છેરે, કામની.
પછી ગોપી તે ઉત્તર દે છેરે. કામની. ૪

સાખી.

પ્રભુ તમે તે ભોવન તજાવીયાં, પ્રભુ તમે તજાવ્યો સંસાર;
પ્રભુ તમોએ વનમાં તેડીયાં, પ્રભુ તમો કરો છો તુચ્છકારરે,
શ્રીનંદના નંદલાલા, નંદલાલા.

તારી છેલાઇ જોઇને હું તો છાકીરે, શ્રી નંદના૦
મને વહાલું નથી તમ પાખીરે. શ્રી નંદના૦ ૧
અમે લોપી તે કુળ કેરી લાજરે, શ્રી નંદના૦
પ્રભુ આવ્યાં તમારે કાજરે. શ્રી નંદના૦ ૨
અમને આપો આનંદ રસ દાનરે, શ્રી નંદના૦
અમને લાગ્યું તમારૂં ધ્યાનરે. શ્રી નંદના૦ ૩
અમે શરણે આવ્યાં તમારીરે, શ્રી નંદના૦
મીઠી મોરલી સુણીને બિહારીરે. શ્રી નંદના૦ ૪

સાખી.

વચન સુણી વ્રજ નારનાં, થેઇથેઇ રમીયા રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી, વ્રજસુંદરીની પૂરી વ્હાલે આશરે;
શ્રી ગીરિવર ગીરધારી, ગીરધારી.

વ્રજસુંદરીની સંગે વાલો ડોલેરે, શ્રી ગીરિ૦
મુખે જેજે તે શબ્દ બોલેરે. શ્રી ગીરિ૦
મુખે ગાય ને દે છે તાળીરે, શ્રી ગીરિ૦
એક એકની વચ્ચે હાથ ઝાલીરે. શ્રી ગીરિ૦
કોઇ સખી તે વેણી ગુંથેરે, શ્રી ગીરિ૦
કોઇ સખી અધર રસ લુંટેરે. શ્રી ગીરિ૦
ત્યાં જમુનાંજ વહે છે ગંભીરરે, શ્રી ગીરિ૦
જુવે સૌનું મન થાયે સ્થીરરે. શ્રી ગીરિ૦

સહુ દેવતા ત્યાં જોવાને આવેરે, શ્રી ગીરિ૦
તેતો પુષ્પ થકી વધાવેરે. શ્રી ગીરિ૦ ૫
ત્યાં ચંદ્ર રહ્યો છે કર જોડીરે, શ્રી ગીરિ૦
શું વરણવું બુદ્ધિ થોડીરે. શ્રી ગીરિ૦ ૬
પ્રભુ મુખે તે મોરલી ધરી છેરે, શ્રી ગીરિ૦
ખટ મહિનાની રજની કરી છેરે. શ્રી ગીરિ૦ ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે, શ્રી ગીરિ૦
તેની કોઇએ ન સમજી પેરરે. શ્રી ગીરિ૦ ૮
ધન્ય ધન્ય આ વ્રજની ભૂમિરે, શ્રી ગીરિ૦
જુએ તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરિ૦ ૯
ધન્ય ધન્ય આ વ્રજની નારીરે, શ્રી ગીરિ૦
રાસક્રીડા કરે શ્રી મોરારી. શ્રી ગીરિ૦ ૧૦
જે ગાય શીખે આ રાસરે, શ્રી ગીરિ૦
તેની શ્રી કૃષ્ણ પૂરે આશરે. શ્રી ગીરિ૦ ૧૧



# વૈવાહિક મંગળ ગીત.

## ૧

જીરે આજ મેં તો અડદા પર્વણુ નોતર્યાં રે,
અડદા ! તમે મારે પાપડ વણુવા જોગ;
મારે સાજન મેળાવો જો મળેરે. ૧
જીરે આજ મેં તો ચોળા પર્વણુ નોતર્યારે,
ચોળા ! તમે મારે વડીઓ મૂકવા જોગ. મારે સાજન૦ ૨
જીરે આજ મેં તો ઘઉંલા પર્વણુ આદર્યારે,
ઘઉંલા ! તમે મારે સેવી વણુવા જોગ. મારે સાજન૦ ૩
જીરે આજ મેં તો ભનુબા બેની નોતર્યારે,
બેની ! તમે મારે આંગણુ શોભા જોગ. મારે સાજન૦ ૪

## ૨

સુરજ ઉગ્યોરે દેવકિમાની કૂખે કે મ્હાણેલાં ભલે વાયાંરે,
સુતા જાગોરે વસુદેવના પુત્ર કે, મ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગ્યેરે જાગશે સહુ દેવ કે, વા૦
લેજો લેજોરે સોનાના કળશ કે, વા૦
દાતણુ કરજોરે તુળસીને ક્યારે કે, વા૦
મુખ લ્હોજોરે પામરીઓને છેડે કે, વા૦
જીભે લેજોરે આત્મારામનાં નામ કે, વા૦
કરજો કરજોરે રૂડાં મંગળ કામ કે, વા૦

૩

( વડી, પાપડ, મંડપ, ને ગણેશ સ્થાપન વગેરેનાં ગીત. )

ભમરા ! પહેલો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા દાદાને દરબારરે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી માતાએ હરખે વધાવીઓ,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડા રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૧
ભમરા ! બીજો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા વીરાને દરબારરે,
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી ભાભીએ હરખે વધાવિયો,
મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડા રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૨
ભમરા ! ત્રીજો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા મામાને દરબાર રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી મામીએ હરખે વધાવિયો,
મારા મામાએ ઝાલ્યા પાલવ છેડારે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૩
ભમરા ! ચોથો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા સસરાને દરબાર રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.

મારી સાસુએ હરખે વધાવિયે,
મારા સસરાએ ઝાલ્યા પાલવ છેડા રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૪

૪

આળા લીલુડા વાંસ વઢાવો,
તેની સરસ ટોપલીઓ ગુંથાવો.
ટોપલી.........ના હાથમાં આપો,
.........ધાંચો થઇ ઘેર આવે,
મારાં......બ્હેનને નવ ભાવે,
સ્વામી ક્યાં લાગી આવડી વારો ?
ગોરિ ! તારે મૈયર પગરણ માંડયાં,
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં,
મોટે પરોડે પાણીડાં ભરાવ્યાં,
વહાણું વાતાં વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બણગાં ફુંકાવ્યાં.

૫

ઉંચી ઉંચી મેડી મારાં ધરરે વિવાતાં,
તો પાડોસે નણુદી વસેરે. ૧
વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું,
ત્યાંરે ઢળાવું ભમ્મર ઢોલિયોરે. ૨
ત્યાં ચઢી પોઢે મારી માડીનો જાયો,
ત્યારે વાએ ઢોળે ભાભી ફુટડાંરે. ૩

વાએ ઢોળંતાં બાજી ગોઠડીએ ગોઠયાં,
નણદીને પાડોસે ન રાખીએરે. ૪
દીઠું અણદીઠું નણદી સર્વસ્વ માગે,
ત્યારે નિત્ય ઊઠીને ક્યાંથી આપીએરે. ૫
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો;
બ્હેન વિના વિવાહ કોણ મ્હાલશેરે. ૬
સાત સોપારી મારી પાડોસણને આપું,
તે તો મારે તે મંડપ મ્હાલશેરે. ૭
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો,
બ્હેન વિના ગણેશ કોણ પૂજશેરે. ૮
ચોખા ને બાકુ મારી ગોરાણીને આપું,
તો તે મારારે ગણેશ પૂજશેરે. ૯
ઘરની વહુઆરૂ તમે રાંધો ને સીધો,
જમવાને બેસે મારી બેનડીરે. ૧૦
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ,
બારીએરે બેસે મારી બેનડીરે. ૧૧
ઘરની વહુઆરૂ કરો હેરા ને ફેરા,
પકવાનને ઓરડે મારી બેનડીરે. ૧૩
ખાસડું ખંખેરૂ ગોરી ધણીએક આવે;
રૂપિયા ઉછાળે બેની ના મળેરે. ૧૪
માતાના જાયા તુને દેઉરે આશિષ;
સાતે ને દીકરે હીંડજો મલપતારે. ૧૪
વ્હેવણની જાય તુને દેઉ આશિષ;
ઝેરે ને ઝેરે આંસુ ઢાળજોરે. ૧૫

૬

મધ પીઓ મધ પીઓ તેજમડીરે,
તારેરે જાવું છે દૂરરે. મધ પીઓ૦
ભાઇ ભોજાઇને લાવતાંરે,
જોજે કરતી ના અસૂર. મધ પીઓ૦

---

૭

રાણી ગજરાવહુ લખી કાગળ મોકલે,
ઘેર આવો વસંતબાના વીર, ઉનાળોરે આવિયો.
તમ આવ્યે તાળા કુંચી ખુલશે,
તમ આવ્યે પડશે પકવાન. ઉનાળોરે આવિયો.
તમ આવ્યે જોશીડા બોલાવશું,
ત્યારે મુરત થશે નિરધાર. ઉનાળોરે આવિયો.
સાસુ સસરા જુએ તમ વાટડી,
નણદી વરશો ગણે વારંવાર. ઉનાળોરે આવિયો.
( વગેરે. )

---

૮

( ભમરો ઉડે રંગમોલમાં રે—એ રાગ. )

ઉમંગી ઘર રાણી કહેરે, સાહેબા ! સાંભળો વાત,
વિવાહ આવ્યો ઢુંકડોરે.
મ્હેતાઓ પરદેશ મોકલોરે, લાવવા ચીજ ભલી ભાત, વિવાહ.
સિંહલદ્વીપના શોભિતારે, ગુણીયેલ હાથી ગણાય, વિવાહ.

એમજ આરબસ્તાનનારે, ઘોડા ઘણા વખણાય, વિવાહ.
બગદ વડા વઢીઆરનારે, મંગાવો સેંકાં બે ચાર, વિવાહ.
લંકાથી સોનું મંગાવીએરે, મોતી મનારથી સાર, વિવાહ.
ઝરણાપરણાના પ્રાંતમાંરે, ઓઢાવો હીરાની ખાણ, વિવાહ.
પટણી પટોળાં મગાવીએરે, અમદાવાદી કીનખાબ, વિવાહ.
લાવો પીતાંબર કાશીનાંરે, ચીનથી ચિનાઇ માલ, વિવાહ.
છાયલ મગાવો માળવીરે, મોળિયાં સરસ મેવાડી, વિવાહ.
ધોતીજોડા નાગપુરનારે, પુના નાશિક પાણીપાત્ર, વિવાહ.
વિસનગરના વાડકારે, કહે દલપતરામ ભલી ભાત, વિવાહ.

---

૯

કોણે મારાં આંગણાં સમારિયાં ને કોણે પૂર્યા મોતીડે ચોક,
મારાં આંગણાં રળિયામણાંરે.
કોણે મારા સામા ટોડા ઘોળિયારે, કોણે લખિયા હંસ ને મોર,
મારાં આંગણાં રળિયામણાંરે.
મારા ડાહ્યાભાઇએ આંગણાં સમારિયાંરે, મારાં મોતીએને પૂરિયા ચોક,
મારાં આંગણાં રળિયામણાંરે.
મારા કાન્તિભાઇએ સામા ટોડા ઘોળિયારે, શાન્તાબાએ લખિયા હંસ ને
મોર. મારાં આંગણાં રળિયામણાંરે.

---

૧૦

પહેલો કાગળ, પહેલો કાગળ, કાશીએ મોકલોરે,
કાશી મધ્યે કાશી મધ્યે, વિશ્વનાથને નોતરાંરે.
આપણે ઘેર, આપણે ઘેર, બટુને જનોઇ પ્રસંગ,
તે વરધોમાં વ્હેલા પધારજોરે.

બીજો કાગળ, બીજો કાગળ, દ્વારિકાં મોકલોરે,
દ્વારિકાં મધ્યે, દ્વારિકાં મધ્યે, ત્રિકમરાયને નોતરાંરે;
આપણે ઘેર, આપણે ઘેર, બટુને જનોઇ પ્રસંગ,
એ વરઘોડામાં વહેલા આવજોરે.
ત્રીજો કાગળ, ત્રીજો કાગળ, ઉજ્જયિની મોકલોરે,
ઉજ્જન મધ્યે, ઉજ્જન મધ્યે, મહાકાલેશ્વરને નોંતરાંરે,
મારે ઘેર, મારે ઘેર, બટુને ઉપવીત પ્રસંગ,
એ વરઘોડામાં વહેલા આવજોરે.
( વગેરે ધામ ને દેવોનાં નામ દઇને ગાવું. )

---

૬૧

સ્વસ્તિશ્રી સ્થાન સોરઠપુર સાર, રાજ કરે જ્યાં મારા પ્રિય પ્રાણાધાર,
જાઓ તહાં દ્વિજરાજ !
આપજો પત્રને કહેજો આ વાત, જેરે જુઓ છો તમે નયણે સાક્ષાત,
ઝાઝું લખીએ શે કાજ, ઘરના ગુરુ મહારાજ !
નવ ગાંઠ્યા તાત ને નવ ગાંઠ્યાં માત, એનું રે કરે છે ધાર્યું અહિં મારો
ભ્રાત, દ્વારામતીના હો રાજ
ત્રણ દીની વરધે લગન લીધાં આજ, શિશુપાળ આવે છે લઇ એનો
સાજ, વ્હેલા વળજો હો રાજ !
તન મારૂં અહિંયાં ને મન તમ પાસ, લખતાં લખું છું એક ખરેરે
વિશ્વાસ, દ્વારામતીના હો રાજ !
અંબિકા પૂજવા નિકળું ઘર બ્હાર, ત્યાંથી હરણ મારૂં કરવા ઓસાર, વ્હેલા.
કાગળ ભિંજાય ન દેખાય ન લખાય, સાંભરો તમે ને મારી આંખડી
ભિંજાય, દ્વારામતીના હો રાજ !

દિલ ધરી દાસ દીનદાસીને કાજ,
મારી રાખવાને લાજ, જદુરાય આવું વાજ, વ્હેલા વળજો હો રાજ !

૧૨

( ઉંચી ઉંચી મેડી મારાં ઘરરે વિવાતાં—એ રાગ. )
વિવાતી ઘર રાણી મેડીએ આવી,
ત્યારે ઘર ધણીએ હેતથી પૂછિયુંરે,
વિવાની વરધો વચમાં રહી હવે થોડી,
બેની અદ્યાપિ કેમ ન આવિયાંરે.
બેની વિના મને કશુંએ ન સુઝે,
કુટુંબની રીત કોણ બતાવશેરે,
રાત દિવસ હું તો જીવમાંરે ઝંખું,
માડીની જાઇ ક્યારે આવશેરે.
ભાણેજાં આવે ત્યારે આંગણું ઓપે,
માંડવો શોભે બેની આવતાંરે.
મારી બેનીને બહુ બહુ આવડે છે,
ગીત રૂડાં મંગળ ગવરાવતાંરે.
સારૂં ટાણું ઇશ્વર ઘેર આપે,
ત્યારે બેનીને તેડાવીએરે.
આજે નહિ આવે તો હું તેડવા કાજે,
ચોપેથી જઇશ ઘોડે ચડચોરે.

૧૩

( ઘરધણીઆણીનો ઉત્તર—વાજતું ગાજતું. રાગ. )
ગૃહિણી કહે વ્હાલા વાત ખરી છે,

નણુદી વિના નહિ શોભશેરે.
સ્નેહીજનો સૌ એવળું વિચારે,
કેમ ન તેડયાં નણુદી શું હશેરે.
નણુદીની આશિષે નવનિધ લઇએ,
નણુદી દુભાય તે નહિ ભલું રે.
સ્નેહ સહિત નણુદીને બોલાવિએ,
હું તો સમજું સારૂં એટલુંરે.
વાત કરે આમ ભાઇ ભોજાઇ,
ત્યાં તો સમાચાર આવિયારે,
ભાણેજાં સાથે બેની પધાર્યાં,
બનેવી સહુને તેડી લાવિયારે.
હળીમળી હરખ્યાં અન્યોન્ય અતિશે,
મામીએ લીધાં ભાણેજ મીઠડાંરે.
ભોજાઇ નણુદલને પગે પડિયાં,
કહે નણુદી સુખ પામજોરે.

---

## ૬૪

( શુકન જોઇને સાંચરજોરે. )

સાતસેં સાંઢણિયો શણગારોરે,
નીરો તેમને નાગર વેલનો ચારોરે;
કાગળ કંકોતરીના લખાવોરે,
સોનેરી વરખથી તે શોભાવોરે.
પહેલી તે સાંઢણી પાટણ જાયરે,
બેની ગંગાબાને તેડવા કાજરે;

બીજી તો મોકલો સુરત શહેરરે,
ફોઇબા જમનાંબાને તેડવા કાજરે.
ત્રીજી સાંઢણી જાયે સોનગઢમાંરે,
મામા મામીને તેડવા કાજરે;
ચોથીને મોકલો જુનાગઢ ભણીરે,
માસી મોંઘીઆને તેડવા કાજરે.
સ્નેહી સગાં ન ભૂલશો કોઇનેરે,
મોટે માને તેડાવો સૌને આજરે;

---

૧૫

( તું તો લીલી પીળી પાંખના પોપટારે. )

જીરે કંકુ છાંટીને લખી કંકોતરીરે,
જીરે શણગારવા માંડયું સુંદર શહેરરે;
વિવાહની સુણી વધામણીરે.
જીરે મોટેરો રચાવા માંડયો માંડવોરે,
જીરે વસ્તુ વ્હોરી વિવિધ પ્રકારરે. વિવાની૦
જીરે કારીગર તેડાવ્યા દેશો દેશનારે,
જીરે સોની બેસાડયા ઘડવા શણગારરે. વિવાની૦
સગાં મિત્રોએ કહાવ્યું ડાહ્યા દોસ્તનેરે,
ઉરમાં આનંદ ઉપજ્યો છે અમને આજરે. વિવાની૦
જે જે જોઇએ તે વસ્તુઓ મંગાવજોરે,
સુખે કે'જો અમ સરિખડાં કાજરે. વિવાની૦
તમે જીવમાં જુદાઇ જરી ન જાણશોરે,
ઘણો આપણો છે જુનેરો આ સ્નેહરે. વિવાની૦

મનથી મોટે હરખે મોટા વિવાહ માંડ્યોરે,
મોટી આજ તમારે ઇશ્વરની છે મ્હેરરે.     વિવાની૦

---

૧૬

ઉંચા પહોળા મંડપ રચાવો,
મેં તો કોડે પગરણ માંડિયાંરે.
માંડવા માંહિ જાજમો પથરાવો. મેં તો૦
જાજમ ઉપર મોંઘા ગાલીચા બિછાવો. મેં તો૦
તેની જોડે રૂડી બેઠકો મંડાવો. મેં તો૦
સાથે નોબતખાનાં બંધાવો, મેં તો૦
મંડપ વચ્ચે બાજોઓ ઢળાવો, મેં તો૦
સાથે પરવાળીના પાસા લાવો. મેં તો૦
રમશે રમશે ક્રિયાભાઇ દેશાઇ, મેં તો૦
સરસ થાશે જોવા જેવી સરસાઇ. મેં તો૦

---

૧૭

મારો માંડવો મોગરે છાયો ને વેલડીએ ઓછાડિયોરે,
મારે મંડપે છે સોનાના થંભ કે મોતીની ઝુલે શોભતોરે.
મારે માંડવે કોણ કોણ આવ્યું ને કોણ કોણ આવશેરે,
હું તો જોઉં મારા ક્રિયાભાઇની વાટ, એમને આવ્યે મારો રંગ રે'શેરે.
મારે માંડવે ભોળાભાઇ આવ્યા કે નટવરભાઇ કાલે આવશેરે;
હું તો જોઉં મારા મીઠુભાઇની વાટ, એમને આવ્યે મારો રંગ રે'શેરે.
મારે માંડવે કયી વહુ આવ્યાં ને ક્યાં વહુવર આવશેરે ?

હું તો જોઉં મારાં જુઈમલ વહુની વાટ, જેના મુખે સહુ શોભશેરે.
મારે માંડવે સંતોકવહુ આવ્યાં ને ગુલાબવહુ આવશેરે,
હું તો વળી જોઉં લલિતાવહુની વાટ, જેને લીધે લીલા લે'રશેરે.

---

૧૮

આવો માલણ ! બેસો બેસણેરે, કહો તમારી વાડીઓનાં મૂલ,
પનોતાં રાણી એમ ભણેરે. ટેક.
લાખે બે લાખે મારો મોગરોરે, અધ લાખે ચંપલિયાનો છોડ,
પનોતાં રાણી શું પૂછોરે.
લાખ ખરચીને અમો રાખશુંરે, અવસરે ભલા પૂરશું કોડ,
પનોતાં રાણી એમ ભણેરે.

---

૧૯

ઉકરડી નોતરતાં, વનમાળીરે,
જડીઓ છે સોનાનો ખૂંટો કે, ગુજરમાળીરે૦
તેની ઘડાવીશ ટોટડી વન૦
સોવરાવીશ જમણે કાન—ગુજર૦
ઉકરડી નોતરતાં વન૦
જડીઓ છે સોનાનો તોડો કે, ગુજર૦
તેનો ઘડાવીશ દીવડો, વન૦
રામણ લેવાને હાથ કે, ગુજર૦

---

૨૦

જીરે સરસ્વતી માતને વીનવુંરે, જીરે ગણપતિને લાગું પાય,
મારૂં તોરણિયું બીરે જડ્યુંરે.

મારા ચંપકભાઇને ગુલાબરાયનાં જોડલાંરે,
પેલા વેવાઇને ન મળે કોની જોડ, મારૂં તોરણિયું હીરે જડયુંરે.
મારાં ચંપાવહુ ને ગુલાબવહુનાં જોડલાંરે,
પેલી વેવાણુને ન મળે કોની જોડ, મારૂં તોરણિયું હીરે જડયુંરે.

---

૨૧

ગુજરાતની માલણુ આવીરે, સવા લાખની વાડી કરી લાવીરે;
લાવો લાવો માલણુ ! અમે લઇશુંરે, લાડકડાના ખુંપ ભરીશુંરે;
બટુના ખુંપના તોરા છે તાજારે, મોહી રહ્યા બટુકભાઇના દાદારે;
બટુના દાદાને સૌ કોઇ જાણેરે, શેઠ સાહુકાર સર્વે વખાણેરે.
રાજા રાયમલે આપિયો ઘોડોરે, જેનો જરિયલ કુમતાંનો ઓડોરે.

---

૨૨

માલણુ ગુંથી લાવ ગુણિયેલ ગજરો,
તારા ગજરાનો આપીશું મજરો, માલણુ ગુંથી લાવ૦
તારા ગજરાનું આપીશું મૂલ,
માંહિં ગુંથજે ગુલાબનાં ફૂલ,
તું જે કહીશ તે કરશું કબૂલ. માલણુ૦
જેવી હોય તારી ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઈ,
કશું બાકી ન રાખીશ બાઇ. માલણુ૦
વર લાડકડાનેરે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિનેરે છાજે. માલણુ૦

તને આપીશ હીરાનો હાર,
બીજા સોળે સારા શણગાર,
ઉપર હેમની મો'ર હજાર. માલણ૦
રૂડી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં,
જોતાં મોહી પડે કન્યા એમાં. માલણ૦

---

## ૨૩

( જનકરાયરે માંડવે—એ રાગ. )

મોતીડે છાયોરે માંડવો, જોવા ઉલટયું સૌ શહેર, ( ૨ )
લક્ષ્મીની લીલા લ્હેર, મોતીડે છાયોરે માંડવો.
ચંદરવા બાંધ્યા ચળકતા, ફરતાં તોરણ ચોફેર, ( ૨ )
ધમકે ઘુઘરીનો ઘેર, મોતીડે૦
મનોહર માણેક થંભ છે, રોપ્યા બારણ બ્હાર, ( ૨ )
મોટા મ્હેરાબદાર, મોતીડે૦
મણિમય ભીંતો શોભે ભલી, કીધી કનકની ગાર, ( ૨ )
અદ્દભુત ઓપે અપાર, મોતીડે૦
વિધવિધ રંગના વાવટા, મંડપ ઉપર માંડેલ, ( ૨ )
કંચન કળશ કરેલ, મોતીડે૦
તોરણ હીરા ને મોતી તણાં, રૂડી રીતે રચેલ, ( ૨ )
ચારે કોર ભરેલ, મોતીડે૦
આવે મંડપે મળી માનની, ગીત મંગળ ગાય, ( ૨ )
આનંદ ઓચ્છવ થાય, મોતીડે૦

નિરખી મંડપની માંડણી, કરથી આશિષ તે ઠામ, (૨)
રે છે દલપતરામ, મોતીડે છાયોરે માંડવો.

---

૨૪

શુડલો કોયલડીને વીનવેરે, કો' કો' કારણે ઉત્તમ આજ;
અને કોને કાજ, મંડપ મોટો માંડિયોરે.
કોયલ કહે શુડા સાંભળોરે, ચન્દ્રવદનભાઇ સરદાર;
તેમને દરબાર, મંડપ મોટો માંડિયોરે.
પરણે સાહેબજાદી તેમનીરે, તે માટ અમરા આકાર;
શોભિત બહુ સાર, મંડપ મોટો માંડિયોરે.
સાજન જન સૌ ખુશી થયાંરે, રચના આ જોઇ રૂપાળી;
નયનથી નીહાળી, મંડપ મોટો માંડિયોરે.
જોવાને જુગતી મંડપતણીરે, ઘરડાં ને બાળ તમામ;
મળ્યું આખું ગામ, મંડપ મોટો માંડિયોરે.
જોઇ જોઇ બલિહારી જાય છે રે, દિલ થકી દલપતરામ;
કરવું એવું કામ, મંડપ મોટો માંડિયોરે.

---

૨૫

ગણેશ પાટ બેસાડિયા, રૂડા જમીએ કંસાર;
સગાં સંબંધી તેડીએ, જે પૂજ્યા હોય મોરાર.
જેને આંગણ ( પંપળો, તેનો તે ધન્ય અવતાર;
સાંજે સવારે પૂજીએ, જે પૂજ્યા હોય મોરાર.
જેને તે પેટ ચાર દીકરા, તેનો તે ધન્ય અવતાર;
ચાર ચાર વહુ પાયે પડે, જે પૂજ્યા હોય મોરાર.

૨૫

જેને તે પેટ એક દીકરી, તેનો તે ધન્ય અવતાર;
સાચ્યાં સીંચ્યાં ધન વાવરે, જો પૂજ્યા હોય મોરાર.
ધોળા તે ઘઉંની રોટલી ને, ગળગળિયો કંસાર;
સ્નેહી સગાં આરોગિયે, જો પૂજ્યા હોય મોરાર.

---

૨૬

વીરા ચાંદલીઓ ઉગ્યો ને હરણ્યો આથમી રે,
વીરા ક્યાં સુધી જોઉં તમારી વાટ કે,
અહશાંતિ વેળા વહી જશે રે.
એની માળીડાને હાટે ઘોડા હડે ભર્યો રે,
ગજરા વસાવતાં લાગી વાટ કે,
એની અહશાંતિ વેળા હવે થશે રે.

---

૨૭

અહશાંતિ વેળાએ ગોરી રીસાઇ બેઠાં,
સસરાજી મનાવે તો માનું, હો લાડણી !
આછા ઘુંઘટ વહુને વ્હાલેરા લાગે.
કહો તો વહુવારૂ તમને તુસીઓ ઘડાવું, 'તનમનીએ રત્નો જડાવું,
હો લાડણી ! આછા ઘુંઘટ વહુને વ્હાલેરા લાગે.

---

૨૮

આજ મારૂં વાજીંત્ર કરેરે ઝમકાર,
તે જેમ વાગે તેમ મારૂં સાજન મળેરે.
વાગતું વાગતું શેરીએ આવ્યું—
તો ભાઇરે અન્તિબાઇનાં ઘેર કિમાર.

ઉંચેરા મહેલો ને મહેરાબી દરવાજા,
મોતીડાંનાં તોરણ ઝુલે બારણેરે.
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ,
ત્યાં ગોરીએ દીપક અજવાળિયારે.
સાત દીકરડે છે એક દીકરડી તો,
સાજન સતકારૂં ભલી ભાતથીરે.
ચીરના ચંદરવા ને જાદરના ઉલેચો,
તો મછલીઅંદરના સુંદર ચોરસારે.
બરાનપુરી સાડી વિજાપુરી ઝારી,
તો નવા રે નગરના વાડકારે.
જરીના ગાલીચા ને તાસના તકિયા,
કરીઆવર કોડથી કીજીએરે.
એટલું લઇને બેની સાસરે જાશે,
તો લાજ વધારશે આપણીરે.

---

૨૯

તાંબાકુંડી તે નગર સોહામણી,
મહિં ભરિયાંરે ગંગાનાં નીર;
સાહેલીરે આંબો મોરિયો.
મારા ચીનુભાઇનાં વાજીંત્ર વાગિયાં,
પેલા વ્હેવાઇનારે પડિયાં નિશાન. સાહેલી૦
મારા દશરથભાઇની મેડીએ દીવા બળે,
પેલા વ્હેવાઇને ઘેર અંધારાં. સાહેલી૦
મારી રતિ વહુ તે રાણી રૂડી,
પેલી વ્હેવાણુ દિસે બહુ કુબડી. સાહેલી૦

૩૦

દ્વારે માણુકથંભ રોપિયારે, બાર સાખે બેઠા ગણેશ, વાજીંતર વાગિયા.
બચુભાઇએ ગોરીને મોકલ્યાંરે, જાવગોરિ ! ગણેશ વધાવા. વાજીં૦
હું ન જાણું તમારા ઓરડારે, ના જાણું તમારા ગણેશ. વાજીં૦
તમે ને ઉજાળો અમ ઓરડારે, મંગળ કરશે ગણેશ. વાજીં૦

---

૩૧

મારે આજનો દિવસ અતિ ઉજળો,
હું તો ગણેશ વધાવાને જૈશ—મારે સોના સમો તે સૂરજ ઉગિયો.
મોટે હરખે મેં પગરણુ માંડિયુંરે,
હું તો લાખેણો લ્હાવો લૈશ, મારે સોના સમો તે૦
આજ સુખનો રત્નાગર રેલિયોરે,
દિસે લક્ષ્મીની મારે લીલા લ્હેર, મારે સોના સમો તે૦
આજે દશે દિશાઓ દીસે ઉજળી,
આજે શોભી રહ્યું સારૂં શહેર, મારે સોના સમો તે૦
હું તો તરિયા તોરણુ બંધાવું ટોડલે,
મોંઘાં મોતિડે પૂરાવું મારા ચોક, મારે સોના સમો તે૦
હું તો વાજાં વગડાવું હેતે હરખનાંરે,
લીલા જોવા મળે લાખો લોક, મારે સોના સમો તે૦
કહાવું વ્હાલાં સગાંને વધામણીરે,
કરૂં આનંદ ઓચ્છવ મારે ઘેર, મારે સોના સમો તે૦

---

૩૨

હવન કર્યો ઘણા હેતથીરે, શુભ રીતે કરી ગ્રહશાંતિ, વાજીંતર૦
વેદ ભણે વિપ્રવેદિયારે, ભાગી છે સર્વેની ભ્રાંતિ, વાજીંતર૦

મંડપમાં મળી માનનીરે, પ્રેમે પીઠી ચોળાય, વાજીંતર૦
તેલ સંચારી ન્હાવણું કર્યું રે, હૈડે હરખ ન માય. વાજીંતર૦



૩૩

સરખી સમાણી સાહેલીઓરે, જાય ગોરી ગણેશ વધાવા;
વાજીંતર વાગિયાં૦
મસ્તકે મોડ મોતી તણારે, હઇએ છે નવસેરા હાર, વાજીંતર૦
ગુણનિધિ ગણપતિ પૂજીએ, પૂજીએ ગોત્રજદેવ, વાજીંતર૦
ભાઇભોજાઇ સજોડલેરે, તતપર થયાં તતખેવ, વાજીંતર૦

---

૩૪

(નગારાં વાગે ધીનાં ધીનાંરે—એ રાગ.)

આજે આનંદ ઓચ્છવ મારે આંગણેરે,
આજે લક્ષ્મીની દિસે છે લીલા લ્હેરરે, નગારાં૦
આજે સુજન વ્હેવાઇ ભલે આવિયારે,
મારા લાડકડાનું લાખ્યા વ્હેવિશાળરે, નગારાં૦
કપુરી પાને પહેલાં પોસ ભરાવિયોરે,
ઉપર શ્રીફળ શ્રીફળ મૂક્યાં સોના મ્હોરરે, નગારાં૦
વાજાં વાગે ને સરણાઇના સૂરો સરસરેરે,
ઉપરા ઉપરી થાયે બંદુકોના અવાજરે, નગારાં૦
વરની માડીએ વ્હેવાઇના સાથીને પૂછીઉરે,
કોજી કેઇ વહુ જેવું છે કન્યાબાઇનું રૂપરે, નગારાં૦
વરનાં ફોઇબા તે વળી વળી તેને પૂછતાંરે,
કોજી કેઇ વહુ જેવી કન્યા છે ગુણવંતરે, નગારાં૦

એવું સાંભળીને હૈડાં સૌનાં હરખિયાંરે,
પ્રભુએ જુગતે જુગતી મેળવી આ જોડરે, નગારા૦

---

## ૩૫

એક લીલી પીળી પાંખનો પોપટોરે,
એ તો ભમ્યો ભમ્યો દેશ વિદેશ કે, બીજે કંઇ મનડું માન્યું નહિરે.
જ્યારે દીઠો જથો દાડમ ને દ્રાખનોરે,
ત્યારે હરખ્યો હરખ્યો હૈયામાં વિશેષ રે, બીજે કંઇ.
એક કોયલડી કાશ્મીર દેશ તણીરે,
એતો ભમી ભમી ભૂગોળ ખગોળરે, બીજે કંઇ.
એને ખુશીમાં ખામી ન રહી લેશનીરે,
જ્યારે આંખે દીઠી આંબા ફળની ઓળરે, બીજે કંઇ.
એક ચકોર ચારે દિશાએ આથડયોરે,
દીપમાળાઓના જોયા જળોળાટરે, બીજે કંઇ.
જ્યારે ઝળકતો ચંદરમા આકાશે ચઢયોરે,
ત્યારે ચોટયું એનું ચંદરમામાં ચિત્તરે. બીજે કંઇ.

---

## ૩૬

જીરે પીઠીમાં કેસર કસ્તુરી, જીરે પીઠીમાં કહીએ કપૂર, લાડકડાને પીઠી ચઢે.
જીરે પીઠીમાં અત્તર અરગજો, જીરે પીઠીમાં ચંદનચૂર. લાડકડા.
જીરે દશેરે દિશા આખા દેશમાં, જીરે પીઠીની પ્રસરે સુવાસ. લાડકડા.
પીઠી વાળે છે વાન શરીરનું, થાય પીઠીથી રૂપ પ્રકાશ. લાડકડા.
પીઠી મોંઘી મળે મુલતાનમાં, સાત સોનૈયાની સવાશેર. લાડકડા.
ચઢે પીઠી તો કેમદા અમીરને, જેને લક્ષ્મીની હોય લીલાલ્હેર. લાડકડા.

પીઠી ચંદ્રકળા જેવી ચળકતી, પીઠી શીતળ ચંદ્ર સમાન. લાડકડા.
પીઠી અમરવેલી જેવી ઔષધી, પીઠી દે છે આનંદ નિદાન. લાડકડા.
મળી એવે સુવાસણી સુંદરી, પીઠી ચોળે ને મંગળ ગાય. લાડકડા.
પીઠી ચોળી અંઘોળ કરાવિયું, કહે કવિત્ત્ર સરસ દેખાય. લાડકડા.

---

૩૭

## રૂક્મિણી હરણ.

શ્રી ભાગવત દશમ સ્કંધ મધ્યે, ત્રેપનમા અધ્યાય વિષેરે,
શુકજી કહે સુણો રાય રૂક્મિણીજીનું, હરણ કર્યું દ્વારીકાધિશેરે. ૧
દમઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે;
તેની સંગે મારી બેની પરણાવું, સમરથ કો સમે કામનારે. ૨
એમ કહીને તુર્ત ઉઠયો રૂકમૈયો, વેગે કહાવ્યું શિશુપાળનેરે,
લગન ઉપર જાન લઇ વહેલા આવો, લાવો સંગે બહુ ભૂપાળનેરે. ૩
સુણી એમ સનમન થઇ સઉ ઉઠયા, ઉદ્યમ માંડયા ન્હીવા તણારે,
સુણી રૂક્મિણીજીને ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે. ૪
નારદે કહ્યું પણ સઉ ગુણ પુરણ, એક શ્રીકૃષ્ણ નિશ્ચે કરીરે,
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી આપ્યો શ્રીહરિરે. ૫
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, કહેવાય ના દુઃખ કોઇને રે,
નાથ સંભારે ને નિશ્વાસ મુકે, રાત દિવસ કાઢે રોઇનેરે. ૬
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાંરે,
કયમ કરૂં કોની સંગે રૈ કહાવું, ધારે વિચારે છે મનમાંરે. ૭
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમાંરે,
સાન કરીને તેડયાં સુકુમારી, આવો ગુરૂજી એકાંતમાંરે. ૮
તેડી બેસાડીને કર્યો મનસુબો, પત્ર લખીને એક આપીઓરે;
દ્વારામતી પત્ર જઇને આપો, કહેજો જે દુઃખ અહિં આપીયુંરે. ૯

ત્રણ દિવસમાં છે લગ્ન તે કહેજો, વ્હેલા વળજો પેખું પંથનેરે,
અંબિકા પૂજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કહેજો કંથનેરે. ૧૦
વાંચે છે વિપ્ર ને શ્યામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે,
"સ્વસ્તિ શ્રી દ્વારિકાં નગરીના નાયક, રાજરાજેશ્વર છો સદારે. ૧૧
ત્રિભોવન નાથ અનાથ બંધુ, સમરથ ચતુર ચિંતામણીરે,
કુંદનપુરથી લખિતંગ તમપદ, પંકજ કિંકરી રૂકિમણીરે. ૧૨
પ્રાણપતિ અભિવંદન તેના, અગણિત સેવામાં લાવજોરે;
જત અત્ર રાખી છે તેમ રહી છું, કુશળ સહિત વહેલા આવજોરે. ૧૩
અપરંચ એજ લખ્યા કારણ છે, સૌ ગુણનિધિ સુણ્યા હરિરે,
તે થકી ચિત્ત મારૂં તમમાં લોભાણું, મન થકી હું તમને વરીરે. ૧૪
આપ કહેશો કુળવંત કન્યાને, ના ઘટે કહેવું સામું કંથનેરે,
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ ના હોય તમ પંથનેરે. ૧૫
હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તેમાં ઠરે રે,
પણ કીર્તિ સુણી વિશ્વમાં વનિતા, કોણ એવી જે તમને વરેરે. ૧૬
માટે સૌ વાતની એકજ કહું છું, આવે સમે રખે ચુકતારે,
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી, પૂજાં ત્યાંથી રખે મૂકતારે. ૧૭
તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમે ભાવતારે,
સિંહનો ભાગ શિયાળ ના પામે, જો જો આળસ ઉર લાવતારે. ૧૮
આળસ કરશો જો જીવન મ્હારા, તો મ્હારા પ્રાણ નિશ્ચે જશેરે;
જન્મોજન્મ તમને નહીં ભૂલું, જયારે મળશો સુખ ત્યાં થશેરે ૧૯

---

૩૮

લીલી ઘોડી ને પીળા ચાબખા, ઘોડી ગણે ગાજે,
લીલુડાં જડિત્ર પલાણ, વ્હેવાણ ચારી છંદે નાચે.

ઘોડી ચઢી જીયાવર સંચર્યા, ઘોડી ગણે ગાજે,
મોઢી રાણા ચઉટાના લોક, વ્હેવાણ મારી છંદે નાચે.
( વગેરે. )

---

૩૯

કુંવર હેલો દઇ ઘોડે ચઢિયા, એમના વેરીને ધ્રાસકા પડિયા.
કુંવર દહિંનાં ગોરસડાંરે ખાટાં, એમના વેરીનાં હૈડાંરે ફાટયાં.
કુંવર ખુંપે છે અસરો ને મસરો, જોવા આવ્યાં સાસુ ને સસરો.
વરને ખુંપે છે જડિત્ર ખાપ, સાજનમાં શોભે એનો બાપ.
વરને ખુંપે તે જડિયા છે હીરા, સાજન સોહીએ જીયાવરના વીરા.
વરના ઘોડા આગળ ફુલવાડી, કરવડી ઝાલે જીયાવરની માડી.
ખરચ ખુંટશે છે કામધેન, લુણ ઉતારે જીયાવરની બેન.

---

૪૦

એક લીલી તે લીલી લીલડી,
એને લીલુડાં જડિત્ર પલાણુ રે, જગ લીલડી.
મારા સોએ ઘોડા ને ઘણા હાથિયા,
મારા સાજનનો નહિં પાર રે જગ લીલડી.
મારા હાથી દેખીને વ્હેવાઇ બ્હી ગયો,
મારી કેમ કરી રહેશે લાજ રે જગ લીલડી.
મારા નંદુભાઇએ સાનમાં સમજાવિયા,
તમારી ભલેરી રાખીશું લાજ રે જગ લીલડી.

---

૪૧

વર તો બહુરે હાંસીલો, વર તો બહુરે ખંતીલો,
કન્યા મૃગનેણી જુએ એની વાટરે, નગારાં વાગે ધીનાં ધીનાંરે.

વર તો સોનીડાની શેરી વચ્ચે સાંચર્યોરે,
વરને ઉતરીઓ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો માળિડાની શેરી વચ્ચે સાંચર્યોરે,
વરને કલગીઓ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સાંચર્યોરે,
એને શ્રીફળ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો ડોસીડાની શેરી વચ્ચે સાંચર્યોરે,
એને શિરબંધ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો ઝવેરીની શેરી વચ્ચે સાંચર્યોરે,
હીરા કંકણુ વસાવતાં લાગી વારરે. નગારાં વાગે૦

---

૪૨

શેરી શેરી ઘુઘરડા વાગે છે, કોઇ ઉમરાવજાદો આવે છે,
કોઇ જાણુ કરો ને પિછાણુ કરો, પેલા નવલા વ્હેવાઇને જાણુ કરો.
તારી શેરી છે સુંવાળીરે, તારી ઘર ધણીઆણી કાળીરે,
મારી જાનમાં આવ્યા મોટારે, વ્હેવાણ જળ ભરી લાવો લોટારે
વ્હેવાણુ લેજેરે તું કંકાવટી, તારે બારણે આવ્યો નાણાવટી.
વ્હેવાણુ લેજેરે તું સોપારી, તારે બારણે આવ્યો વેપારી.
(વગેરે.)

---

૪૩

હળવે હળવે પુંખરે મોટા ત્રાપા, બાળાવરને વાગે છે માડી ચોખા.
રવૈએ ના પુંખાશ મારી વ્હેવાણુ, રવૈઓ તારે વલોવવાને જોઇશે.
મુસળે ના પુંખીશ મારી વ્હેવાણુ, મુસળ તારે ખાંડવાને જોઇશે.
તરાકે ના પુંખીશ મારી વ્હેવાણુ, તરાક તારે કાંતવાને જોઇશે.
સંપુટે ના પુંખીશ મારી વ્હેવાણુ, સંપુટ દીવો કરવા જોઇશે.

---

૪૪

સુરત શહેર વસે એક સોનીરે, સોની ઘડજે લાડકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા હીરારે, પોંચી લાવે લાડકડાના વીરારે.
મુંબઇ શહેર વસે એક જડીઓરે, જડીઆ જડજે લાડકડાની પોંચીરે,
અમદાવાદ વસે એક ઝવેરીરે, ઝવેરી પરખ લાડકડાની પોંચીરે.
એની પોંચીએ ઝાઝાં મોતીરે, પોંચી લાવે મામી પનોતીરે.
બાજુ બંધ સરીખડી પોંચીરે, પોંચી૦ ( વગેરે. )

---

૪૫

લાડકડી ચઢીરે કમાડ, બાળાવરને નિરખવારે
દીકરી ! એ વર તેં ક્યાં જોયો, ને શેને તારાં દિલ વસ્યાંરે.
નિશાળે ભણતેલો જોયો, અક્ષરે મારાં મન વસ્યાંરે !
દાદાજી એ વર જોજો, એ વરે મારાં દિલ વસ્યાંરે.
એવો એ શો છે રૂપાળો, વત્સા ! તારે દિલ વસ્યોરે,
કંદરપ જેવો કોડામણો, વર જોઈ મારે મન વસ્યોરે.

---

૪૬

( મામેરૂં મોંઘા મુલનું. )

આજ આનંદે ઓચ્છવ આદર્યો,
આજે મંગળ અવસર ઘેર, સજોડે સાજન મળ્યાં.
દેવ દેવીઓ સાથે પધારીયા,
ગણપતિએ કરી વળી મ્હેર, સજોડે સાજન મળ્યાં.
આવ્યાં ગોર ગોરાણી સજોડલે,
દેખી હૃદયે થઇએ રળિયાત, સજોડે સાજન મળ્યાં.
ભલે ભાઇ ને ભોજાઇ પધારીયાં,
ભલે આવ્યાં દેરાણી ને દેર, સજોડે સાજન મળ્યાં.

જેમ પુષ્પની સાથે સુવાસના,
જેમ વીજ સાથે વરસાદ, સજોડે સાજન મળ્યાં.
જેમ ચંદ્ર સાથે હોય રોહિણી,
જેમ મિઠાશ સાથે સુસ્વાદ, સજોડે સાજન મળ્યાં.
જેમ જ્ઞાનની સાથે ગુણાવળી,
જેમ વિદ્યતની સાથે વિવેક, સજોડે સાજન મળ્યાં.
જેમ ધર્મની સાથે દયા દીસે,
એવાં એવાં છે ગણતાં અનેક, સજોડે સાજન મળ્યાં.
આજે શોભે છે આંગણું આપણું,
આજે ધન્ય છે આપણું ધામ, સજોડે સાજન મળ્યાં.
ઈશ્વર રાખો અખંડ સૌ જોડલાં,
દે છે આશિષ દલપતરામ, સજોડે સાજન મળ્યાં.

---

## ૪૭

(ભમરો ઉડે એ રાગ.)

ગાજે છે જાણે મેહુલોરે, વાગે છે વાજાં વિશાળ, જીયાવરની જાનમાંરે,
ચમકે છે બળદો ચાલતાંરે, ધમકે છે ઘુઘરમાળ, જીયા.
શાણા ઘણા સરદાર છે રે, રાણા અને બળી રાય, જીયા.
નેક નરેશની નારીઓરે, એક એકથી ઉત્તમ એક, જીયા.
ખંજન સરખાં નેણ છેરે, અંજન છે આંખે આંજેલ, જીયા.
અરસપરસ ઇંદ્રાણીઓરે, સરસ પોષાક સજેલ, જીયા.
ચરણે શોભે સોના સાંકળાંરે, કરણે શોભે કળાફુલ, જીયા.
જ્યોતિ તો ઝગમગે ઝાલનીરે, મોતીનું ન કરાય મૂલ, જીયા.
વાણી મધુરી મુખથી વદેરે, જાણીએ બ્રહ્મકુમારી, જીયા.
પરમ પવિત્ર પતિવ્રતારે, ધર્મ હૃદે ધરનારી, જીયા.

નરની સુરત દિસે શોભતીરે, વરની સાથે હસ ખીસ, છબ્બા.
મહાપતી દેખી મંડળીરે, હસ્તપત દેશે આશીષ છબ્બા.

---

૪૮

વર કન્યા કંસાર જમે, જાનૈયાની દાઢ ગળે.
લાડને કંસાર ન ભાવેરે, લાડી તો કુચે કુચે ખાયરે.
લાડો તો સુકાળમાંથી આવ્યોરે, લાડી તો દુકાળમાંથી આવીરે.
(વગેરે.)

---

૪૯

વર કન્યા કંસાર જમે, જાનૈયાની દાઢ ગળે,
કોળિયો કંસાર આપે તો ખાઇએ, નહિ તો આશા મુકી જઇએરે.
એક ઝારા ઉપર ઝારીરે, આ તો કન્યા થઇ અમારીરે,
એ તો અમારાં કર્યાં કરશેરે, સાસરિએ થઇને ફરશેરે.

---

૫૦

તળીઆં બીયાંનાં શેબૂર મુજને મીઠાંરે લાગે,
સામા ઓરડિયામાં અધમણુ મીઠું,
જ્યાવર પરણે તે મેં અચરત દીઠું—તળિઆં.
સામા ઓરડામાં અધમણુ આડી,
જ્યાવર પરણે હું તો જોઇને ઠરતી—તળિઆં.
સામા ઓરડામાં આધમણુ જીરૂં,
પરણી વહુવારૂ હું તો કોઇને ન ધીરૂં—તળિઆં.

---

## ૫૧
## શિવવિવાહ.

પ્રથમ સમરૂં સરસ્વતી માય, જેથી કામ સકળ શુભ થાય;
સિદ્ધિના સ્વામીજી બુદ્ધિ આપજો રે. ૧
પ્રથમ કહું છું કરજોડી, મારામાં બુદ્ધિ છે થોડી;
પ્રીતે કરીને પૂજીએ શ્રી મહાદેવને રે. ૨
એ સર્વેની કૃપા થાય, તારે તો દુઃખ મારાં જાય;
સકળ મનોરથ સેજે પુરા થાય રે. ૩
એક સમાની કહું છું વાત, દેહ મુકયો ઉમિયા માત;
મેનાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૪
પાર્વતી શિવ વરવા કાજ, મેનાને કહ્યું મુકી લાજ;
તપ કરી પરણું પ્રીતે શિવ મહાદેવને રે. ૫
પાંચ વરસનાં થયાં જ્યારે, મહા વનમાં ગયાં ત્યારે;
તપ કરી પરણું શ્રી મહાદેવને રે. ૬
એમ કરી મહા વનમાં ગયાં, જય વિજયા બે સાથે રહ્યાં;
આસન વાળી ધ્યાન ધર્યું પરિબ્રહ્મનુ રે. ૭
શિવનું ધ્યાન હૃદેમાં ધરતાં, નિદ્રા જળ ભોજન નથી કરતાં;
પંચાગ્નિ સાધ્યા છે શિવને કારણે રે, ૮
પાંચ અક્ષર જપ મુખથી બોલે, તેથી તો ત્રિલોક જ ડોલે;
પુરણ તપ જોઇ શિવ પધારીયા રે, ૯
નવતમ રૂપ ધર્યું બ્રહ્મચારી, ગંગા તટ આવ્યા ત્રિપુરારી;
પારવતીની પાસે શિવ પધારીયા રે. ૧૦
સામું જોઇ શંકર એમ કહે છે, આ વનમાં કોઇ અબળા રહે છે;
શા કારણ તું કાયા કષ્ટે કામની રે. ૧૧
પારવતી કહે શંકર સંગે, પરણીને રહેવું અરધાંગે;
તે કારણ મુંડું મારા દેહને રે. ૧૨

એમ કહી પારવતી જાય, મહાદેવને મન ચિંતા થાય;
મુજ માટે પાડે છે એની દેહને રે. ૧૩
કપટ કર્યું છે ભોળાનાથે બોલે છે પારવતી સાથે;
જે માગો તે હેતે કરીને આપીએ રે. ૧૪
માગ્ય માગ્ય તું મારી પાસ, જે માગે તે પુરૂં આશ;
મારૂં મન મોહ્યું તુજ પર માનુની રે. ૧૫
ધન્ય ધન્ય કહે છે શુળપાણી, અસ્તુ કહી શિવ બોલ્યા વાણી;
તેં માગ્યો તે વર તુજને આપશું રે. ૧૬
એમ કહી શિવ કૈલાસે જાય, ગીરજાએ પુજ્યા શિવરાય;
માતાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૧૭
શિવજીએ વિચારી પેર, સપ્તર્ષિ તેડાવ્યા ઘેર;
અનિરૂદ્ધની સંગાથે મુનિવર આવીયા રે. ૧૮
મેનાને કહી માંડી વાત, સમજાવો હિમાચળ તાત,
શિવ સાથે સંપુરણ વિવાહ કીજીએ રે. ૧૯
મુનિવર કે શિવ વરવા કાજ, વિવાહ ક્રિયા કરવા કાજ;
એમ મેનાને સમજાવી વિવાહ આદર્યો રે. ૨૦
લગ્ન લીધાં છે કુમકુમ ઘોળી, પારવતીને પીડી ચોળી;
વિવાહ વચ્ચે ત્રણ દિવસના આંતરા રે. ૨૧
સતી પ્રત્યે મુનિવર આવ્યા, હરખે નારદને બોલાવ્યા;
ધ્યાન કરંતા નારદજી ત્યાં આવીયા રે. ૨૨
નારદજી ત્યાં આવ્યા ચાલી, સાથે બ્રહ્માને બોલાવી;
ઇંદ્રાદિક કૃષ્ણાદિક સર્વે આવીયા રે. ૨૩
એ સરવેને લાવ્યા તેડી, નગારે વાગી છે ગેડી;
શિવશંકર ભોળાનાથ ચાલ્યા પરણવા રે. ૨૪
ઓસધિ પ્રસ્થે જાન પધારી. જોવા મળી નગરની નારી;
શિવજીને જોવા ત્યાં મેના આવીયાં રે. ૨૫

અદ્ભુત રૂપ ધર્યું અવિનાશી, જોતાં મેના ગયાં નાસી;
મુર્છા આવી બોલાવ્યાં બોલે નહી રે. ૨૬
મુર્છા વળી ઘડી બે જ્યારે, મેના તો ત્યાં બોલ્યાં ત્યારે;
પંડ પડે પણ એ વરને પોંખું નહી રે. ૨૭
પારવતી ત્યાં મુખથી બોલે, કૈલાસમાં નથી શિવજી તોલે;
પુત્રી કહે એવો વર બીજો કો નથી રે. ૨૮
હીમાચળ તો બધું સમજે છે, મેના તો મનમાં નથી લેતાં;
કપટ કરી કૃષ્ણે સમજાવ્યાં સુંદરી રે. ૨૯
માસે તો મેનાએ માન્યાં, ધોળ મંગળ નારીએ ગાયાં;
પ્રીતે પોંખ્યા છે પરિબ્રહ્મને રે. ૩૦
મંડપમાં પધરાવ્યાં પ્રીતે, કન્યાદાન દીધાં એ રીતે;
બ્રહ્માએ ત્યાં ફેરા ફેરવ્યા રે. ૩૧
પારવતી ને સોળ શણુગાર, જે જોઇએ તેવા તૈયાર;
રથ ઘોડા પાલખી શિવને આપીયાં રે. ૩૨
મેના તો કહે છે શીશ નામી, મેં નવ ઓળખ્યા અંતરયામી;
શીવદાસના સ્વામીજી વહેલા આવજો રે. ૩૩

---

૫૨

## દમયંતી સ્વયંવર.

ભીમકકુમારી જે છે દમયંતી,
ખંતી સ્વયંવરતંતી રે, રાયે મંડપ રચીયો.
તાતની પાસે જઇને વિચાર્યું,
ચિત્ત સ્વયંવર ધાર્યું રે. રાયે૦
તાત વિદેશના ભૂપ તેડાવો,
નગરમડો વજડાવો રે. રાયે૦

પુત્રીએ પ્રીતે વિનતી ઉચ્ચારી,
વાત તે મનમાં ધારી રે. રાયે૦
આવ્યા વિદેશથી ભૂપ ઘણેરા,
આવીને દીધા છે ડેરા રે. રાયે૦
ઇંદ્ર ને ચંદ્ર કુબેર જ આવ્યા
ભીમકને મન ભાવ્યા રે. રાયે૦
અગ્નિ ને યમ નિજ પુરથી આવ્યા,
વૈમાનના રથ લાવ્યા રે. રાયે૦
નૈષધ દેશથી નળરાય આવ્યા,
સુવર્ણ પુષ્પે વધાવ્યા રે. રાયે૦
ઋતુપર્ણ રાજા રથે ચડી આવ્યો,
સૈન્યા સકળ શુભ લાવ્યો રે. રાયે૦
રાજ ગુરુએ મુહૂર્ત નીરધારી,
કીધી સકળ તૈયારી રે. રાયે૦
રાજસભા શણુગાર સજાવી,
કુળ દીપકથી દિવાળી રે. રાયે૦
કુળ વિધિ થકી આસન આપ્યાં,
તે પર સૌનાં નામ છપાવ્યાં રે. રાયે૦
પ્રતિહાર છડી ધરી કહેતો,
સૌ નૃપનાં નામ લેતો રે. રાયે૦
ભીમક કુમારીએ સજ્યા શણુગાર,
[illegible] ગ્રહી વરમાળ રે. રાયે૦
ઝમઝુમ પાયમાં નેપુર વાગે,
રૂપ થકી શશી લાજે રે. રાયે૦
ધીમે ધીમે સૌ ભુપ નીરખતી,
ઉર ઘણું હરખાતી રે. રાયે૦

આવી ઉભી નળરાય જ્યાં નિરખ્યા,
પ્રેમે પરસ્પર પરખ્યાં રે. રાયે૦
એવે દીઠું એક અચરજ એવું,
આગળ જોયા ના જેવું રે. રાયે૦
નજર થકી નળ પાંચ જણાયા,
વરમાળ વરવાને ધાયા રે. રાયે૦
ભીમક કુમારી પડી ઝંખવાણી,
નેત્રે ભરાયું છે પાણી રે. રાયે૦
દ.ઈ કરે પ્રિયા દાસની સામે,
પૂછ્યાં ભુપનાં નામ રે. રાયે૦
પંચ નળ થઇ નામ સૌ દેતા,
હું નળ હું નળ કહેતા રે. રાયે૦
ભીમક સુતા ત્યાંથી પાછી ફરી,
તાત ભીમકને મળી રે. રાયે૦
સકળ વૃત્તાંત કહ્યું તાતની પાસે,
કુંવરી ભરી છે ઉદાસે રે. રાયે૦
કહે કુંવરી કોઇ ભુપને ભાળી,
પછી નૃપે તેને ખાળી રે. રાયે૦
પૂજ્ય પિતાજી કહું શીશ નામી,
આવી પડી એક ખામી રે. રાયે૦
નૈષધ ભૂપતિ પાંચ જણાયા,
વરમાળ વરવાને ધાયા રે. રાયે૦
વરવાને ખટપટ ખુબ મચાવી,
મુજ મનમાં નહી ફાવી રે. રાયે૦
પૂજ્ય પિતા તમે ચાલોને સાથે,
દેખાડોને નૈષધ નાથ રે. રાયે૦

આવી ઉભા નળ પાંચે હતા જ્યાં,
જોયાં વળી રૂપ બીજાં રે. રાયે૦
વાંદરા રીંછ ને જોઇ બિલાડી,
શ્વાન મુખો છે અગાડી રે. રાયે૦
અગ્નિએ ઇંદ્રને રીંછ બનાવ્યો,
ઇંદ્રે અગ્નિજીને શ્રાપ્યારે. રાયે૦
ઇંદ્રે હુતાશન વાંદર કીધો,
યમને વરૂણે શાપ દીધારે. રાયે૦
વરૂણ આવીને ઉભા અગાડી,
યમરાયે કીધી બિલાડી રે. રાયે૦
એ સહુ રૂપ જુએ દમયંતી,
વિચાર મનમાં ભમયંતીરે. રાયે૦
પિતા પુત્રી બંને પ્રભુને સ્તવે છે,
દૃષ્ટિએ ઉંચું જુવે છે રે. રાયે૦
ખુબ હસી હસી તાતને પુછે,
કૌતક તાત આ શું છે રે ? રાયે૦
રાય ભીમકજી હસી હસી બોલ્યા,
શું દિગપાળ જ ડોલ્યારે. રાયે૦
આકાશે વૈમાન ચાર જણાયાં,
તાતે પુત્રીને ગણાવ્યાં રે. રાયે૦
ચારે દેવો તણી દેવીઓ આવી,
નારદે યુક્તિ લડાવી રે. રાયે૦
દેવી કહે મુનિ આ શું કરે છે,
દેવ શું બીજી વરે છે રે. રાયે૦
દેવ દેવીની નજરે થઇ એક,
છુટયા છે દેવના ટેક રે. રાયે૦

આપ પરસ્પર ફોક જ કીધા,
રૂપ ધરી મૂળ લીધાં રે. રાયે૦
નૈષધ ભુપ રહ્યા તવ એક,
ધરી પ્રભુજીની ટેક રે. રાયે૦
ભેરી મરદંગને વાગે છે તાલ,
આરોપી ત્યાં વરમાળ રે. રાયે૦
માળા પુષ્પની અશ્વનો મંત્ર,
ઇંદ્રે આપ્યો છે સ્વતંત્ર રે. રાયે૦
અગ્નિ દેવે કહ્યું તું નહી દાઝે,
પ્રગટ થાઉં જ્યાં તું માગે રે. રાયે૦
જે ચિન્તવન તુજ નામનું કરશે,
વૈકુંઠમાં જઇ ઠરશે રે. રાયે૦
વરૂણ કહે સાંભળો નળરાય,
જ્યાં સ્મરણ કરાય રે. રાયે૦
ત્યાં પ્રગટું ને બીજો વર સુકું,
કાષ્ટ સુકું થાય લીલું રે. રાયે૦
ભીમક સુતાને દીધો કુર માથે,
અમૃત આવે જો હાથે રે. રાયે૦
ભીમક સુતાનો સ્વયંવર જે ગાશે,
વાસો વૈકુંઠમાં થાશે રે. રાયે૦
દમયંતીનું સુખ સંપૂર્ણ મળશે,
શુદ્ધ બુદ્ધ આશા ફળશે રે. રાયે૦



૫૩

# સીતાસ્વયંવર.

સીતા સ્વયંવર રચીયો રે રાયે મંડપ રચીયો.
મોટી મનોહર મંડપશાળા,
હીમના સ્તંભ નીરાળારે, રાયે મંડપ રચીયો. ૧
કંચન મંડપ અનુપમ છાવ્યા,
પધરાવી ભૂપની બાળા રે, રાયે મંડપ રચીયો. ૨
જનક પાસે ઉભાં જાનકી આવી,
ધનુષ્યને પુષ્પે વધાવી રે, રાયે મંડપ રચીયો. ૩
ધનુષ્ય પુજન કીધું રે ભૂપાળે,
ચંદન પુષ્પ ને હારે રે, રાયે મંડપ રચીયો. ૪
ઢોલ શરણાઇ ને દુંદુભી વાગે,
ઘોર ગગન લગી ગાજે રે, રાયે મંડપ રચીયો. ૫
રઘુપતી આગળ ભૂપતિ બળીયા,
ચંદ્ર આગળ જેમ તારા રે, રાયે મંડપ રચીયો. ૬
જે કોઇ શીવજીનું ધનુષ્ય ચડાવે,
જાનકીકંથ કહેવાય રે, રાયે મંડપ રચીયો. ૭
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા,
આવીને દીધા છે ડેરા રે, રાયે મંડપ રચીયો. ૮
વાસુકી આવ્યા અનુપમ વેષે,
ન ચઢ્યું ધનુષ જેને શેષે રે, રાયે મંડપ રચયો. ૯
ઇન્દ્ર આવ્યા નળ ઇન્દ્રને રૂપે,
ન ચઢ્યું ધનુષ્ય સુર ભૂપે રે, રાયે મંડપ રચીયો. ૧૦
દશ દિગપાળનો લાગ ન લાગ્યો,
સર્વ તણો ગર્વ ભાગ્યો રે, રાયે મંડપ રચીયો. ૧૧

લંકા થકી રાજા રાવણ આવ્યો,
મનમાં થયો હરખાયો રે, રાયે મંડપ રચીયો. ૧૨
કહે રે જનક ત્હારે શું પડ્યું કામ,
તેનું તે દે મુજને નામ રે, રાયે મંડપ રચીયો. ૧૩
જે કોઇ શીવજીનું ધનુષ્ય ચઢાવે,
જાનકીકંથ કહાવે રે, રાયે મંડપ રચીયો. ૧૪
વાળી અરવટી ને બાંધી પરવટી,
મુગટ ને જોયા તપાસી રે, રાયે મંડપ રચીયો. ૧૫
જઇને રાયે પેલું ધનુષ્ય ઉપાડ્યું,
ઉપડ્યું કદિ નહિ કેમ રે, રાયે મંડપ રચીયો. ૧૬
લથડ્યું ધનુષ્ય ને મહીપતિ હસીયા,
મુગટ મુસ્તકથી ખસીયા રે, રાયે મંડપ રચીયો. ૧૭
ધનુષ્ય તળે વીસ ભુજ ભરાયા,
કાઢતાં કર કચરાયા રે, રાયે મંડપ રચીયો. ૧૮
ત્યારે જનકરાજા કહે છે વાણી,
ફરશુરામે પૃથ્વી નક્ષત્રિ કીધી,
વીર કળા હરી લીધી રે, રાયે મંડપ રચીયો. ૧૯
ત્યારે લક્ષ્મણજી બોલ્યા છે રે વાણી,
લોચન ક્રોધે ભરાણાં રે, રાયે મંડપ રચીયો. ૨૦
કહો તો બ્રહ્માંડને પાટુએ પાડું,
સાત સાગર કહો તો સામટા ભેળું,
આભના તારા હું છેદું રે, રાયે મંડપ રચીયો. ૨૧
ત્યારે લક્ષ્મણને વાર્યા રઘુનાથે,
આપણે આવ્યા ગુરુની સાથે રે, રાયે મંડપ રચીયો. ૨૨
કળા વિના કશું કામ ન થાએ,
સેવા તણું ફળ જાય રે, રાયે મંડપ રચીયો. ૨૩

ત્યારે ગુરુજી બોલ્યા છે રે મુખથી,
ધનુષ્ય ચઢાવોને સુખથી રે, રાયે મંડપ રચીયો. ૨૪
તમે ન આવે ધનુષ ન ભાગે,
રવિકુળમાં લાંછન લાગે રે, રાયે મંડપ રચીયો. ૨૫
ત્યારે ઉઠયા સુણી વચન કરણે,
ગુરુને લાગ્યા છે ચરણે રે, રાયે માંડપ રચીયો. ૨૬
હાથે બાજુબંધ હીરાની વીંટી,
ધનુષ સામી દૃષ્ટિ કીધી રે, રાયે મંડપ રચીયો. ૨૭
ના વાળી ચટપટી ના બાંધી પરવટી,
ના જોયા મુગટ તપાસી રે, રાયે મંડપ રચીયો. ૨૮
જઇને ધનુષ ઉપાડયું મોરારી,
લાગ્યું કુસુમ સમું ભારી રે, રાયે મંડપ રચીયો. ૨૯
ભાગ્યું ધનુષ્ય ને થયા ત્રણ કટકા,
સપ્ત પાતાળમાં ધુળ ઉડી,
શીવની સમાધી તુટી રે, રાયે મંડપ રચીયો. ૩૦
ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર,
આરોપી વરમાળરે, રાયે મંડપ રચીયો. ૩૧
ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર,
આરોગ્યો કંસાર રે, રાયે મંડપ રચીયો. ૩૨
કોઇ* કહે આપણે એવું કરીએ,
જાનકી ઝડપીને વરીએ રે, રાયે મંડપ રચીયો. ૩૩
કોઇ કહે આપણે એવું ન થાયે,
મારીને મહિ તળે ઘાલે રે, રાયે મંડપ રચીયો. ૩૪
કોઇએ શીખ માગી ના માગી,
કોઇએ જનકપુરી ત્યાગી રે, રાયે મંડપ રચીયો. ૩૫

સીતા સ્વયંવર જે કોઇ ગાશે,
મનવાંચ્છિત ફળ થાશે રે. રાયે મંડપ રચીયો. ૩૬

---

૫૪

ઢોલા ઢમકયારે, વર વહુના હાથ મળ્યા,
હાથી ચમકયારે, વર વહુના હાથ મળ્યા.
વાજાં વાગ્યાંરે, વર વહુના હાથ મળ્યા,
હૈડાં હરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા.
પ્રેમે પરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા.
જેમ દૂધમાં સાકર જાય ભળી,
એમ વર ને કન્યાની જોડ મળી.
જેમ કુંદનમાં જડી હીરાકણી,
એમ વર ને કન્યાની જોડ બની.
જેમ ઇંદ્ર ઇન્દ્રાણીની જોડ ખરી,
તેમ વર ને કન્યાની જોડ ઠરી.
વર કન્યાનું જોડું અખંડ રહો,
સુવાસણીઓ સૌ એમ કહો.

---

૫૫

( ભમરા પહેલો વધાવો. એ રાગ. )

સજની સપ્તપદીનો સાર સાંભળો,
જેમાં વરકન્યા આપે લે વચનરે
સુહાગણ સજની ! સપ્તપદીનો સાર સાંભળો.
કર પકડી કન્યાનો ફરતાં ફેરલા,
પહેલે પગલે વરરાજા કે' છે આમરે, સુહાગણ૦

કરવા ધર્માર્થ કામ મોક્ષ સાધવા,
મારી સંગે જોડાઓ જુવતિ આજરે, સુહાગણ૦
વરને અનુસરતી કન્યા વળતી ઉચરે,
ભર્તા ભોગાયતન આ તમને ભેટરે,
સુંદર વર! સાક્ષી સૂર્ય અગ્નિ ને સાજન આ બધું!
છબીલા! છાયાની પેરે હું આપની,
પગલે તમ તણે પગલાં ભરીશ રે, સુંદર વર૦
મને મનને તને તન તમ તણે,
પ્રાણે પ્રાણ જોડાઉં પ્રાણાધારરે. સુંદર વર૦

---

### ૫૬

અમારૂં રે જીરૂં ને તમારી વરિયાળી, એ બેને પરણાવો
વ્હેવાઇઓ! સંપજ રાખો.
એ બેને બોલે બનશે વ્હેવાઇઓ! સંપજ રાખો,
અમારા કાન્તિભાઇ ને તમારાં કમળાવહુ,
એ બેને પરણાવો, વ્હેવાઇઓ! સંપજ રાખો.
એ બેને બોલે બનશે વ્હેવાઇઓ! સંપજ રાખો.
એ બેનું જુગતું જોડું બંધાશે, જોડું બંધાશે ને જગમાં ગવાશે,
પાછળ ખાસડી ખાશે, વ્હેવાઇઓ! સંપજ રાખો.

---

### ૫૭

મોજડી વિના શું આવ્યા રે સુંદર વર સાળા,
મોચીડે શું ભડકાવ્યા રે, સુંદર વર સાળા.
આવોને ઘોડિલો શું લાવ્યા રે, સુંદર વર સાળા,
પૈસાથી શું લોભાયા રે, સુંદર વર સાળા.

નગારાં વિના શું આવ્યા રે, સુંદર વર રાજા.
કૃપણના વેવ ભજાવ્યા રે, સુંદર વર શાણા.

---

૫૮

નહિ પરણાવું, ઉમિયા શિવને,
એની ગંગાની તીરે ઝુંપડી, કોઈવાર ગંગાજી ઉલટે;
ગંગા ઉલટે ને મારી, પશુ રે પારવતી બુડી મરે—નહિ.
શિવની આંખેથી અગ્નિ ઝરે, શિવ કોઈ દિન વિફરે;
શિવ વિફરે ને પછી મારી, પશુ રે પારવતી બળી મરે—નહિ.
શિવને કોટે તે ભોરિંગ કાળા, કોઈ દિવસ તે સળવળે;
સાપ સળવળતાં મારી, પશુરે પારવતી બળી મરે—નહિ.

---

૫૯

સવામણ સોનાની દિવીરે, અધમણ રૂપાનું ચાડું રે,
લાવી મેલો માંડવા હેઠ કે, થાય મારા સાજનને અજવાળાં રે.
એની વિનવજો રે શારદા બેન રે, તમને દશરથભાઈ કેવા વ્હાલા રે,
જાણે મારી આંખનાં અજવાળાં રે.

---

૬૦

આણી તેડે ગંગા ને પેલી તેડે જમુનાં રે,
વચમાં સરસ્વતી નદી વહે છે,
સોનાનું બેડું ને રૂપલા ઉઢાંણી રે,
સીતા બેન પાણીડાં સંચર્યાં.
રાસડી ન પહોંચે ને ઘડુલો ન બુડે રે,
કુવાને કાંઠલે ઉભાં રહ્યાં.

સોનાની ગેડી ને રૂપલા દડુલો રે,
રામચંદ્ર રમવા નિસર્યા.
કોણ રાયનો બેટો ને કોણ તારૂં નામ રે,
કીયારે નગરનો ગરાસિયો.
દશરથનો બેટો ને રામચંદ્ર મારૂં નામ રે,
અયોધ્યા નગરનો ગરાસિયો.
કોણ રાયની બેટી ને કોણ તારૂં નામ રે,
કેઈ રે નગરીની ગરાસણી.
જનક રાયની બેટી ને સીતા મુજ નામ રે,
હજીએ છું બાળ કુંવારડી.
પાનનાં બીડાં ને સાત સોપારી રે,
લગન નિરધારી વ્હેલા આવજો.

---

૬૧

( આછા ઘુંઘટ વહુને. )

રૂડું છે રાયજાદા રૂપ તમારૂં ને કામણગારૂં,
મોહ પામે છે મન મારૂં જીયાવર રૂપ તમારૂં.
જોશી મુરખ જેણે લગન જોઈ આપ્યું,
વહેલું ન આપ્યું અને વેગળું થાપ્યું,
વગર વિચાર્યું કેમ છાપ્યું રે, જીયાવર રૂપ તમારૂં.
જલદી પધારો મારી સાસુના જાયા,
મુજને લાગી છે તમ મુખડાની માયા,
અર્પણ કરી છે તમને આ મુજ કાયા, જીયાવર રૂપ તમારૂં.

જે સતી પતિ પર સ્નેહ ધરે છે,
તેની ઉપર પ્રભુ રાજી રહે છે,
દલપતરામ તેને આશિષ દે છે, જીયાવર રૂપ તમારૂં.

---

૬૨

( સવામણુ સોનાની દીવી રે. )

લાડી તારૂં તપ પૂરૂં ફળિયું રે, તેથી સાસરૂં સારૂં મળિયું રે,
લાડી તારા પુણ્યમાં નહિ ખામી રે, લાડી તું તો સુંદર સ્વામી પામી રે.
લાડી તારી નમ્રતા નિરખીરે, લાડી તને જીયાવરે પહેલી પરખી રે;
લાડી તારા મુખડાની સુણી વાણી રે, લાડી તને સૌ કો કહે છે શાણી રે.
લાડી તુંતો ડહાપણનો દરિયો રે, લાડી તેં તો કંથને વશ કરિયો રે,
લાડી તારે હૈડે હેમનો હાર રે, લાડી તારા પુણ્યનો નથી પાર રે.
લાડી તારા ભાગ્યનો ઉગ્યો ભાણુ રે, વર મળિયો તેને સુજાણુ રે,
લાડી ધનભાગ્ય તારી કરણી રે, લાડી તું આ વરને પરણી રે.

---

૬૩

નાની શી નથ મારા નાકમાં સમાય,
મોટી પહેરૂં તો મારી નથ ઝોલાં ખાય,
ઝીણા મારૂજી હો રાજ !
તાંબાની તોલડી ને હિંગનો વઘાર,
રાયચંદની બેટી આખા ગામની સરદાર,
ઝીણા મારૂજી હો રાજ !

---

૬૪

અમે ઇડરિયોગઢ જીત્યાં રે, આનંદ ભલા,
વિતકનાર વિતક તે વીત્યાં રે, આનંદ ભલા.
અમે લંકાનો કિલ્લો લીધો રે, આનંદ ભલા,
અમે દેશમાં ડંકો દીધો રે, આનંદ ભલા.
આજ મોતીડે મેહુલા વરસ્યા રે, આનંદ ભલા,
હાર્યા હાર્યા હરીફ નિજ વસ્યા રે, આનંદ ભલા.
અમે મેરૂ ડુંગરને માપ્યો રે, આનંદ ભલા,
અમે કન્યાનો સંતાપ કાપ્યો રે, આનંદ ભલા.
અમે દુર્જનનાં મુખ હાટયાં રે, આનંદ ભલા,
પેલા વેરીનાં હૈડાં ફાટયાં રે, આનંદ ભલા.
અમે બચુભાઇ પરણાવીને આવ્યાં રે, આનંદ ભલા,
અમે વરણાગીણી વહુ લાવ્યાં રે, આનંદ ભલા.

---

૬૫

દાદાના ખોળા એને વિસારી મેલ્યા,
સસરાના ખોળા એનને વ્હાલેરા લાગ્યા.
માતાના ખોળા એને વિસારી મેહ્યા,
સાસુના ખોળા એનને વ્હાલેરા લાગ્યા.
એની વિના મુજને કશું એ ન સુઝે,
સાસુ દેખીને એને વિસારી મુજને.
ઘણું જીવજોરે એની જોડું તમારૂં,
દેખી દેખીને મન હરખે અમારૂં.

૬૬

આજે ઇશ્વર અમને તુઠયા રે, જેજેકાર થયો,
અમે ચીનુભાઇ પરણાવીને ઉઠયા રે, જેજેકાર થયો.
અમને વ્હેવાઇની મળી બેટી રે, જેજેકાર થયો,
એતો જવાહીરની પેટી રે, જેજેકાર થયો.
આજે મનના મનોરથ ફળિયા રે, જેજેકાર થયો,
અમને ઇશ્વર અઢળક ઢળિયા રે, જેજેકાર થયો.
અમે રાજગાદી જેવું રળિયાં રે, જેજેકાર થયો,
વરના વેરીનાં કાળજાં બળિયાં રે, જેજેકાર થયો.
અમે રાજનગરમાં મહાલ્યાં રે, જેજેકાર થયો,
કન્યા રતન લઇ ઘેર ચાલ્યાં રે, જેજેકાર થયો.
આજે આનંદની થઇ હેલી રે, જેજેકાર થયો,
સુખ સાગરની લહેર રેલી રે, જેજેકાર થયો.

---

૬૭

તારે દોરડીએ દસ ગાંઠ, છબીલી દોરડો નવ છુટે.
તું તો નીવડી લક્ષણે લાંઠ છબીલી.
બાંધ્યું પ્રેમનું બંધન પુરૂં, છબીલી. નથી રતિએ રાખ્યું અધુરૂં. છબીલી.
કાંઇ મોહિની મંત્ર છે એમાં, છબીલી. કાંઇ તંત્રની જુગતિ છે તેમાં. છબીલી.
તારી ઉમ્મર છે હજી છોટી, છબીલી. આવી વિદ્યા તું કયાં શીખી મોટી, છ.
પ્રેમ પાસલો છે તુજ પાસ, છબીલી. તારો કોણ કરશે વિશ્વાસ, છબીલી.
કેવા સાધનથી કામ સાધ્યું છબીલી. કાચે તાંતણે બંધન બાંધ્યું. છ.
મીઠી વિનય ભરી તારી વાણી, છબીલી. તને વિનયથી સૌએ વખાણી. છ.
ધન ધન તારાં માત તાત, છબીલી. વાટે ઘાટે કરે લોક વાત. છબીલી.
તેં તો સાસરિયું શોભાવ્યું, છબીલી. સાચું દલપતરામે બતાવ્યું. છબીલી.

---

૬૮

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોડે કાંવે સુભદ્રાબેન, વીરા વ્હેલા આવજો.
દેવ દુંદાળાને સાથે લાવજો, એ છે વિઘનો તણો હરનાર, વીરા૦
રાણી રૂક્મિણીને વળી રૈવતી, સતભામા ને જાંબવતીનાર, વીરા૦
બીડભંજક મારીએ ભાભિયો, સોળ સહસ્ત્ર ને એકસો આઠ, વીરા૦
પાંચ પાંડવ મિત્ર જે તમ તણા, હરનિશ જે રહે તમ પાસ, વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો, વળી સેવા માટે દાસી દાસ, વીરા૦
વેદ જાણતા વિપ્રને લાવજો, બીજો સર્વ કુટુંબ પરિવાર, વીરા૦
થોડું લખ્યું ઘણું કરી માનજો, પ્રભુ નોંધારાના આધાર વીરા૦

૬૯

મને આપોરે માતાજી ! કોદાળી, હું તો મોગરો રોપવાને જાઉં,
રનાદે વાડીમાં રેલ છેલ મોગરો.
મને આપોરે માતાજી ! ઘડુલો, હું તો મોગરો સિંચાવાને જાઉં—રનાદે.
મને આપોરે માતાજી ! ટોપલી, હું તો મોગરો વેડાવાને જાઉં—રનાદે.

૭૦

પાને ફુલે ભરાવી છે છાબ ને, અગર ચંદન ભર્યાં ઓરડારે;
જગાડો રે વહુ ! તમ શિર છત્ર, રાણી રાંદલને કરે આરતી રે
આરતી અવસરે હોય રે, રનાદે ! પહેલડા પ્હોરની આરતી રે.
( આ ટુંકો ફરી ફરીને ગાવી. )

૭૧

ડુંગર ઉપર ઉગિયા વાંસ, એરે વાંસનો વિંઝણો ઘડીઓ;
માણેક મોતી ને હીરલે જડીઓં, એરે વિંઝણ લે આદિત્ય હળાઓ.

હરખ્યારે આદિત્ય પૂછેરે વાત, કહો રાણી રાંદલ ક્યાં ઓઢ્યા ઘાટ?
જગુભાઇને ઘેર જાગિયા જાગ, વહુરે રતિ વહુએ ઓઢાડ્યા ઘાટ,
ઘાટ ઓઢાડીને લાગ્યાં પાય, ભલે રે પધાર્યાં રાણી રાંદલ માય.

---

## ૭૨

મારે રે આંગણ કૂઇ ખણાવો, ઘુંટણ સમાણાં પાણી રે, રન્નાદે!
ઘાટડીઆળાં ન્હાવારે બેઠાં, આદિત્યની ઘરનાર રે, રન્નાદે!
ઓઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરાંમાં મોંઘાં વેચાય રે, રન્નાદે!
ઘાટડીઆળાં ન્હાવારે બેઠાં, જગા તે ભાઇની ઘર નાર રે, રન્નાદે!
ઓઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરાંમાં મોંઘો વેચાય રે, રન્નાદે!
ઝગાં કાતળિયાં ને આંબા પાતળિયાં, ખડબુચાં છોલાય રે, રન્નાદે!

---

## ૭૩

પહેલો રે પોઠી કંકુએ ભરિયો, જઇ રાણી રાંદલ આગળ ધરિયો
મારડિયો! ભાગોને મ્હેણુલાં રે, હું વણઝારી દાસી તમારી.
નવ લાખ પોઠી શ્રીફળે ભરિયો, જઇ રાણી રાંદલ આગળ ધરિયો.
માવડી! હું વણઝારી દાસી તમારી.
( ખારેક, ફોફળ વગેરેના પોઠીઓ લઇ લઇ ગાવું. )

---

## ૭૪

સમારે સાંજે નિસર્યાં દેવી! ક્યાં જઇ કહો વસશો;
વસશ તે આંબા આંબલી, વસશું સરોવરતણી પાળે.
વસીશું જગુભાઇને ઓરડે, જેની મીઠા બોલી નાર;
મીઠું બોલે ને મનહીસે, લાગે લળી લળી પાય.

પાયે લાગીને માગીયાં, શિરછત્રનાં રાજ;
અખંડ હેવાતન ઘાટડી, માગ્યાં પુત્ર ને પરિવાર.

---

૭૫

ઉગતાં સુરજની રજ ખરીરે, એરે રજેને કંઈ શ્રીકૃષ્ણ ઘડિયા રે;
કાળા કાનડ પણ ઘાટે રે ગમતા, ફુટડા ને રંગ રાતા રે.
હું તમને પૂછું મારાં દેવકી વણઝારાં રે, તમે કેમ કૃષ્ણજી જાઇઆ રે;
ઘડીએ બે ઘડીએ ઘડિયાળડાં વાગેરે, પ્હોરે બે પ્હોરે થાય આરતી રે.
આરતી કરીએ શ્રી દેવકીજીની કુખે રે, જેનીરે કુખેથી શ્રી કૃષ્ણ જાઇઆ રે;
ઓરડીએ ઉભાં ને પરસાળે અજવાળાં, કુળને અજવાળીયાં રે વસુદેવ તણાંરે.
(નામ દઇને આગળ ઉપર પ્રમાણે ગાવું.)

---

૭૬

ઉંડા કુવો ને જળે ભર્યો રે, ઉંટે વળેલ સેવાળ.
હાથણુલી ડગમગે રે—
હું તમને પૂછું મારાં રતિ વહુ રે, કેમરે મદનભાઇ દુબળા રે,
રાતે રમે પોતે સોગટે રે, દહાડે દોસ્તદારોની સાથ,
હાથણુલી ડગમગે રે—

---

૭૭

પાંચવાનીનો લાડવો, વનમાળી રે, પીરસ્યો રતિ વહુને ભાણે કે,
ગુજર માળી
જમતાં મદન ભાઇ સાંભર્યા, વનમાળી રે, સંતાડયો કાંચળી માંય કે, ગુ
ભરી સભામાં પડી ગયો, વનમાળી રે, ભૂંઠી પડીને થઇ ફજેત કે, ગુ.

---

૭૮

કાચી કેરીનાં લીધાં રે ગોરીએ રૂપણાં,
    ભાઇબંધ ! શાથી ને ભગાવું રે ગોરીનાં રૂપણાં ?
અભાવે અણમનિયાં તે ગોરીનાં રૂપણાં,
    ભાઇબંધ ! બરફી પુરીએ ભગાવો ગોરીનાં રૂપણાં.
કાચી કેરીનાં લીધાં રે ગોરીએ રૂપણાં,
    બહેની ! શાથી ને ભગાવું રે ગોરીનાં રૂપણાં ?
ભાઇલા ! ઝાઝાને લાડનાં ગોરીનાં રૂપણાં,
    નેતર સોટીએ ભગાવો ગોરીનાં રૂપણાં.

---

૭૯

હું તમને પૂછું મારાં ગુણીયલ વહુ ગોરાં રે,
    તમારાં ને સાસુએ શી શી સાદર પૂરી રે ?
ઉની ઉની પોળી ઉતરતી જલેબી રે,
    તેરે જમીને ધન મેડીએ ચઢયાં રે.
સાસુજીના જાયા ! ઉંઘો છો કે જાગો રે,
    પાનનાં બીડલાં કરી કરી આપો રે.
હું તમને પૂછું મારાં શાન્તા બેન ગોરાં રે,
    તમારાંને માતાએ શું શું જમાડયાં રે.
તાંદળજાની ભાજી ને મહિં ઝાઝું મીઠું રે,
    તેરે ખાઇને ખોડે ખાટલે પડિયાં રે,
રાતની રાત હગી હગી થાક્યાં રે.

---

૮૦

મારૂં મોસાળું મલપતું આવે, મેઘાડંબરની પેર ગાજે
    મહીએરથી મોકલ્યું રે મોસાળું.

મારૂં મોસાળું આવ્યું રે શેરી, મેં તો ફુલડિયાં નાંખ્યાં વેરી—મહી૦
મારૂં મોસાળું આવ્યું રે ચોળે, મેં તો નાળિએર વધેર્યાં રે જોડે—મહી૦
મારૂં મોસાળું આવ્યું રે ખડકી, મારી દુઝણી ભેંસો રે ભડકી—મહી૦
મારૂં મોસાળું આવ્યું રે ચોક, વાહ વાહ કીધી સૌ લોક—મહી૦
મારાં આવ્યાં તે બાપ ને ભોજાઇ, મેં તો હરખે સેવી ઓસાઇ—મહી૦
મેં તો ખોબલે ખાંડ પીરસાવી, મારી નણંદ તે જોઇ રીસાવી—મહી૦
નણુદી આવડો કરીએ ન આડો, ભલે અવસર આવિયો રે રૂડો—મહી૦
નણુદી આવડું કરીએ ન ઝાઝું, મારો વીરો દેખી હું તો ગાજું—મહી૦
નણુદી આવડો કરીએ ન આડો, નહિ દેખાડું પોળ કે પાડો—મહી૦
નણુદી આવડો ધરીએ ન [illegible] નહિ દેખાડું રૂપૈઓ એક—મહી૦
બોલ્યાં નણંદ પછી હરખ આણી, ગુસ્સો કરીએ નહિ ધન રાણી—મહી૦
છોડો ઘોડા નાગરવેલ નીરો, ભલે ભાભી આવ્યા તમ વીરો—મહી૦
મારા વીરને ત્યાં આવી અધરણી, ભલે આવી ત્યારે તમ બેની—મહી૦
ભલો આનંદ દિન આવ્યો, સગાં વહાલાં ને હોંસે બોલાવો—મહી૦

૮૧

ધેનુને મહીએરથી મામેરૂં મોકલ્યું, ધેનુની ભાભીએ લીધી છાબ,
મોસાળું આવે મલપતું.

ચરણા ચોળી ને ચીર છે ચળકતાં, હીરા હારનું અજબ છે આબ—મોસાળું.
શોભે શોભે ઘુઘરવટ ઘાઘરો, નાડું રેશમનું છે નિદાન—મોસાળું.
ઘરચોળાં અને ઘર સાડીઓ, એક એકથી ઉત્તમ નેક—મોસાળું.
ઘાટ ઘાટના હેમના હાર છે, ઝાલ ઝુમણું ને ઝાંઝરની જોડ—મોસાળું.
બાજુબંધ, પોંચીને છે બેરખા, વળી જડિત છે મોતીના મોડ—મોસાળું.
ધેનુની નણુદીને લાવ વીરચુંદડી, દિએરને પામરિયોની જોડ—મોસાળું.
ધેનુના જેઠને ડગલા ને ટોપીઓ જેઠાણીને સાડીઓની જોડ—મોસાળું.
ધેનુની સાસુને લાવ્ય વીરા સાંકળાં, ધેનુના સસરાને સાલ દુશાલ—મોસાળું.

વગેરે.

## ૮૨

( સાબરમતીએ આવ્યાં પૂર, લાગે રૂપણાં રે. )

લાવ્યાં નણદી ઘડાવીને ઘાટ, ઘેણુની રાખડી રે,
તેનો ઠીક બન્યો છે ઠાઠ, ઘેણુની રાખડી રે.
રાખડીયાં છે રૂડાં રતંન, ઘેણુ. કરજો જીવની પેરે જતંન, ઘેણુ.
રૂડું રાખડી સાથે બોર, ઘેણુ. જોનારના ચિત્તનું ચોર, ઘેણુ.
માંહી નીલમણિ છે જડેલ, ઘેણુ. સોના સાંકળીએ ગુંથેલ, ઘેણુ.
બાંધી નણદીએ ભાભીને હાથ, ઘેણુ ઘણો સ્નેહ ધરી દીલ સાથ, ઘેણુ.
રૂડો પુત્ર પ્રસવજો પવિત્ર, ઘેણુ. જેનું ચરચાય જગમાં ચરિત્ર, ઘેણુ.
પંચ માસ પવિત્ર ગણાય, ઘેણુ. રક્ષાબંધન ત્યારે કરાય, ઘેણુ.
ઘેણુ રાણી કહે બધું ગામ, ઘેણુ. તેને કાંઇ ન સોંપવું કામ, ઘેણુ.
એને જે ઉર ઇચ્છા થાય, ઘેણુ. તેવું ભોજન તેને અપાય, ઘેણુ.
કરીએ આનંદ ઉત્સવ રંગ, ઘેણુ. જેથી અંગમાં ઉપજે ઉમંગ, ઘેણુ.
ગવરાવીએ મંગળ ગીત, ઘેણુ. જેથી થાય પ્રફુલ્લિત ચીત્ત, ઘેણુ.
જેવું તન મન માનું જણાય, ઘેણુ. તેનું સંતાન તેવું થાય, ઘેણુ.
સૌ સમજુ તો સમજે છે આમ, ઘેણુ. દાખે કવિવર દલપતરામ. ઘેણુ.

## ૮૩

પીઠી પીઠી ચોળો રે પિતરાણી, બટુ જોઇને રે હું તો હરખાણી.
બટુભાઇને ચઢશે રે, પીઠી પિત રંગ આણી.
" પાકાં તેલ ચઢશે રે, મારા હોંસી વીરાને,
સુંદર શરીરની શોભારે, ખીલશે ખૂબ હીરા.
કાશી નગર જાશેરે, બટુભાઇ ભણવાને.
કોની કન્યા રોકે રે, મોહી વર વરવાને.
પીઠી પીઠી ચોળો રે, પિતરાણી,
બટુ જોઇને રે, હું તો હરખાણી—પીઠી પીઠી૦

---

## ૯૪
# જનોઇ રામકૃષ્ણની.

**પ્રથમ શ્રી ગણપતિજી લાગું પાય, હરિની જનોઇ ગાતાં હરખ ન માય;**
તો જનોઇ ગાઇએ રામ કૃષ્ણની રે. (ધ્રુવ)
મથુરાંમાં દેવકીએ શ્રી કૃષ્ણ જન્મ્યા, કંસ ત્રાસે ગોકુળ મેલી આવ્યા. તો.
અગીયાર વર્ષ ગોકુળ ગુપ્ત રહ્યા, બારમે વર્ષ મથુરાં પ્રગટ થયા. તો.
કંસ કારજ કરી હરિજી પધાર્યા, વાસુદેવ દેવકીનાં બંધન છોડાવ્યાં. તો.
શું કરીએ કુંવર મોટેરા થયા, વાસુદેવ દેવકીએ કર્યા રે વિચાર. તો.
જનોઇ જોવા જોશીરે તેડાવ્યા, બ્રહ્માના પુત્ર સનકાદિક આવ્યા. તો.
જનોઇ આપ્યાં સાતમ રવિવાર, જનોઇ આવ્યા આઠમ સોમવાર. તો.
સગાં સહોદર સૌ કોઇને તેડાવ્યાં, લાડકા લાડુ સર્વે જી લાવ્યાં. તો.
ગંગા ને જમુનાનાં નીર મંગાવો, રામ શ્રીકૃષ્ણને નાવણ નવરાવો. તો.
ગોર તો ગર્ગાચારી તેડાવ્યા, શ્રીફળ ફોફળ પાન આણ્યાં. તો.
ગોર તે ગર્ગાચારી આવ્યા, ચોરી પાસે ચતુર્ભુજ બોલાવ્યા. તો.
ચાર બટુક જમવાને બેસાડયા, દુધ ભાત, ઘી ખાંડનાં ભોજન કરાવ્યાં. તો.
ચાર બટુક સોહીએ બ્રહ્મચારી, બ્રહ્માએ બ્રહ્મ ગાંઠજ વાળી. તો.
જનોઇ પહેરી જગતની રીતે, સગાં સંબંધીની પુરણ પ્રીતે. તો.
દંડ સાહી પ્રભુ પાટજ બેઠા, ભિક્ષા પીરસે દેવકી માતા. તો.
દંડ કમંડ લીધી તરભાણી, ભિક્ષા પીરસે રોહીણી રાણી. તો.
રોહીણી રાણીએ રામ વધાવ્યા, ગાયત્રી સાવિત્રીએ સરવે વધાવ્યા. તો.
જનોઇ પહેરે માતા શ્રી જુગદીશ, જનોઇ જોવા આવ્યાં ઉમીયા ને ઇશ. તો.
સોનાનાં જનોઇ શામળીઆએ પહેર્યા, હીરલે જડીયાં ને મોતીડે પરોવ્યાં. તો.
જનોઇ પહેરો બેન વીજળીના વીરા, મોર મુગટમાં જડીયા છે હીરા. તો.
મથુરાંના લોક મોસાળે રે આવે, મામા કહેવડાવી બડુવો દોડાવે. તો.
મામાએ ભાણેજને મનાવ્યા, સોનૈયે રૂપૈયે પોશ ભરાવ્યા. તો.

## ८५

### ( રાગ મોસાળાનો. )

કુંવર ! ચાલો ઘેર મામી મનાવે, કુંવર કઠણુ છે પરદેશ ફરવાં,
તેમાં ભિક્ષા માગી પેટ ભરવાં, બાળુ ! તમને તે ગમશે શું કરવાં–કુંવર !
શમી શીમળાનાં ઝાડ કંટાળી, તેનાં દંડ સમિધ લેવાં ભોળી,
કાળે ઉનાળે વન વન ખોળી—કુંવર !
બટુ રહો તો રતિથી રૂપાળી, મોટા ઘરની કુલાવી કુલાવી,
કહો તો વહુવારૂ આપું મેળાવી—કુંવર !
કાશી કેરા પંડિતો તેડાવું, તમને ઘરને આંગણિયે ભણાવું,
કહો તો દેવના ગુરૂને બોલાવું—કુંવર !

---

## ८६

જનોઇ પે'રોનિ નંદના નાનડિયા, જનોઇ પે'રોને કુંવર કોડીલા,
જનોઇ સાવ સોનાનું રે ઘડિયું, જનોઇ હીરામાણેકે રે મઢિયું.
જનોઇ મોસાળમાંથી રે આવે, જનોઇ મામા ને માસી રે લાવે,
જનોઇ પહેરોને સુંદર અંગે, જનોઇ શોભશે ડાબેરે ખંધે.
જનોઇ જોવા દાદાજી રે તેરે, માતા મલકાતાં તેડી લે કેડે.

---

## ८७

લીલી ટોપી રે બ્રહ્મચાર ભરત ભરી, લાવી મેલો માંડવા હેઠ,
બ્રહ્મચાર રાડો લઇ રહ્યા.
ઓઢી પહેરીને બટુ બ્રહ્મચાર સાંચર્યા,
પૂછે છે નગરીના લોક, બ્રહ્મચાર ! ટોપી ક્યાં ભરી ?

---

## ૮૮

( તાંબાકુંડી તે નગર સોહામણી. )

રૂડો બાજઠ છે બહુ મૂલનો, ત્યાં બિરાજી રે, હરખ સહિત,
લાડકડો કોડીલો અંઘોળ કરે.
તે સમયની શોભા શી વર્ણવું, ખુશી ઉપજે રે, જોતાં ખચીત, લાડકડો.
તાંબાકુંડી ઉંડી રૂડી ઓપતી, માંહિં ભરિયાં રે, ગંગાનાં નીર, લાડ.
શીર તેલ સંચારે સુવાસણો, નવરાવે રે, ચોળી શરીર, લાડ.
ચોળ્યાં કેસર કસ્તુરી અરગજા, તેની પસરે, સરસ સુવાસ, લાડ.
મુખ કાન્તિ મનોહર ઝગમગે, જેવો પૂરણ રે, ચંદ્ર પ્રકાશ, લાડ.
અલબેલા અંઘોળી ઉભા થયા, અંગ લોહ્યું રે, લેને રૂમાલ, લાડ.
અંગે વસ્ત્ર ધર્યાં રૂડાં રેશમી, કર્યો કંકુનો રે, ચાંદલો ભાલ, લાડ.
પૂરા પ્રેમથી માતાએ નિરખીઓ, લીધાં વારણાં રે, વારમવાર, લાડ.
મળી માનની સ્નેહી સગાં તણી, ગોરી ગાય છે રે, મંગળ ગીત, લાડ.
મામે આવી તેડી લીધા તે સમે, પધરાવ્યા રે, ગણપતિ પાસ, લાડ.
આશા પૂર્ણ થજો સર્વ એમની, દે છે આશીષ રે, દલપતરામ, લાડ.

---

## ૮૯

( જનકરાયને રે માંડવે. એ રાગ. )

મામી લાવે રે છાબડી, ભરીને પાન ને પુલ (૨)
સર્વે ધાતુ વડે સજી, મુખથી થાય ન મૂલ—રાય છબીલી રે છાબ છે.
સાળુ સેલાં ને સાડીઓ, સરસ દુશાલા સહીત,
વસ્ત્રો વિધ વિધ વરણનાં, પેખી ઉપજે છે પ્રીત—રાય છબીલી રે છાબ છે.
ગુણમય ગુચ્છ ગુલાબના, ચંપા ચંબેલી જાય,
મનહર ડમરો ને મોગરો, ગણતાં ગણી ન શકાય—રાય છબીલી રે છાબ છે.

**સમાપ્ત.**